







# ધોરણ: ચોથું
# Standard: Four

## શ્રી સ્વામિનારાયણ મંદિર
## વિલ્સડન
## ગુજરાતી શાળા



## Shree Swaminarayan Temple
## Willesden
## Gujarati School



જનમ્યા કૌશલ દેશ વેશ બટુનો, લઈ તીર્થમાંહી ફર્યા
રામાનંદ મળ્યા સ્વધર્મ ચલવ્યો, યજ્ઞાદિ મોટા કર્યા
મોટા ધામ રચ્યા રહ્યા ગઢપુરે, બે દેશ ગાદી કરી
અંતરધ્યાન થયા લીલા હરિ તણી, સંક્ષેપમાં ઉચ્ચરી.

ટ્રસ્ટ રજી. નાં. A ૨૩ કચ્છ. -:- શ્રી સ્વામિનારાયણો વિજયતેતરામ્ -:- FAX / 50131 ☎ 50231-50331



**SHREE SWAMINARAYAN TEMPLE**

SWAMINARAYAN ROAD. BHUJ (KUTCH) 370001

卐 શ્રી સ્વામિનારાયણ મંદિર ભુજ - કચ્છ. 卐

તારીખ
DATE ૫-૮-૦૮

તા.૫-૮-૨૦૦૮

શ્રીસ્વામિનારાયણ મંદિર
લંડન વિલ્સડન લેનના
પ્રમુખશ્રી-મંત્રીશ્રી-ખજાનચીશ્રી
કાર્યવાહક કમિટીના સભ્યો પ્રતિ.

મોકલનાર શ્રી સ્વામિનારાયણ
મંદિર ભુજ-કચ્છના સ. મહંત
સ્વામી પુરાણી ધર્મનંદનદાસજી

વિષય:- ગુજરાતી પાઠ્ય પુસ્તકો છપાવવા માટે
આશિર્વાદ પત્ર:

આપણા શ્રી સ્વામિનારાયણ મંદિર લંડન વિલ્સડન લેન તરફથી ગુજરાતી શાળામાં અભ્યાસ માટે પાઠ્ય પુસ્તકોમાં થોડો સુધારો કરી ફરીવાર નવાં છપાવવાનો વિચાર કરેલો છે. તે બહુજ આનંદની વાત છે. કારણકે આપણે જો આપણી ભાષા ઉપર લક્ષ નહિ રાખીએ તો આપણી ભાષા અદ્રશ્ય થઈ જશે. માટે તમોએ આપણી ગુજરાતી ભાષા ટકાવી રાખવા જે વિચાર કર્યો છે. તે બહુજ ઉત્તમ વિચાર છે. અમો તમોને રૂડા આશિર્વાદ આપીએ છીએ કે આપણા મંદિર તરફથી પ્રસિદ્ધ થયેલ ગુજરાતી પાઠ્ય પુસ્તકો શ્રી નરનારાયણદેવ ગાદીનાં મંદિરો યુ.કે.-અમેરિકા- ઓસ્ટ્રેલીયા- ન્યુઝીલેન્ડ-કેન્યા આદી દેશોમાં આવેલાં છે. અને એ બધા મંદિરોમાં ગુજરાતી શાળાઓ ચાલે છે. તેમાં એ પુસ્તકો વિદ્યાર્થી બાળકોને બહુજ ઉપયોગી થશે. માટે દરેક મંદિરના કાર્યકર્તાઓને અમારું ખાસ સુચન છે કે આ પુસ્તકો તમારી ગુજરાતી શાળામાં અવશ્ય વસાવશો. એજ અભ્યર્થના-

લી. મહંત સ્વામી પુરાણી ધર્મનંદનદાસજીના સપ્રેમ શુભઆશિર્વાદ સહ જયશ્રી સ્વામિનારાયણ વાંચશોજી

# પ્રસ્તાવના

શ્રી સ્વામિનારાયણ મંદિર (વિલ્સ્ડન) ગુજરાતી શાળાની સ્થાપના ઇ. સ. ૧૯૭૭માં કરવામાં આવી હતી. શાળામાં ભાઇ-બહેનો શિક્ષકો તરીકે વિના મૂલ્યે સેવા આપે છે. વિદ્યાર્થીઓને નોટબુક, પેન, પાઠયપુસ્તક વગેરે જરૂરી વસ્તુઓ વિના મૂલ્યે આપવામાં આવે છે. વિદ્યાર્થીઓ પાસેથી કોઇપણ જાતની ફી લેવામાં આવતી નથી. **G.C.S.E.**ની પરીક્ષાની ફી પણ વિદ્યાર્થીઓ પાસેથી લેવામાં આવતી નથી. ઇ. સ. ૧૯૯૫માં મંદિરની શાળાને **G.C.S.E.**ના Examination Centre માટે માન્યતા મળી હતી. ત્યારથી ગુજરાતી **G.C.S.E** ની પરીક્ષા આપણી ગુજરાતી શાળામાં લેવામાં આવે છે. શરૂઆતમાં શાળાના પાઠયપુસ્તક ભારતથી મંગાવવામાં આવતાં. પરંતુ સમય જતાં નવી પેઢીના બાળકોને તે પાઠયપુસ્તકો અનુકૂળ ન પડતાં શિક્ષણ કમિટિએ ઈ. સ. ૧૯૯૭ માં આપણા પોતાના પાઠયપુસ્તક તૈયાર કરવાનું નક્કી કર્યું.

શિક્ષકો અને વિદ્યાર્થીઓની સહિયારી મહેનત બાદ સાત પુસ્તકોના સેટની પહેલી આવૃત્તિનું વિમોચન ઇ.સ.૧૯૯૭માં શ્રી નરનારાયણદેવ ગાદીના આચાર્ય શ્રી તેજેન્દ્રપ્રસાદજી મહારાજના વરદ્ હસ્તે કરવામાં આવ્યું હતું

પાઠયપુસ્તકોમાં **G.C.S.E.**ના પ્રશ્નપત્રોનો ઉપયોગ Oxford & Cambridge Examination Board ની લેખિત પરવાનગીથી કરવામાં આવ્યો છે.

અમારી આશા છે કે આ પાઠયપુસ્તકો આપણા બાળકોને ગુજરાતી ભાષા તેમજ ધાર્મિક જ્ઞાન મેળવવામાં ઉપયોગી થશે.

**Published by:**
**Shree Swaminarayan Temple (Willesden)**
**220-222 Willesden Lane, London. NW2 5RG**
**Third Edition**


**Student's Name:** ______________________________

**Teacher's Name:** ______________________________

# ૐ શ્રી સ્વામિનારાયણ મંદિર (વિલ્સડન) ગુજરાતી શાળા ૐ

## ધોરણ : ૪

| | |
|---|---|
| **September** | સાચાબોલાં હરણાં (પા. નં. ૩-૪)<br>ઘરકામ- શબ્દકોષમાંથી ફળ, ફૂલ તથા શાકભાજીનાં નામ<br>સત્સંગની મા (પા. નં. ૫-૬)<br>ભગવાન શ્રી કૃષ્ણ (પા. નં. ૭-૮)<br>તમે, તમારું ઘર અને તમારું કુટુંબ - આ વિષય<br>ઉપર નિબંધ લખાવવો અને બોલાવવું (પા. નં. ૯) |

| | |
|---|---|
| **October** | વ્યાકરણ - વિશેષણ તથા ક્રિયાવિશેષણ (પા. નં. ૧૦-૧૧)<br>અવલોકન કરવાની ટેવ (પા. નં. ૧૨-૧૩)<br>અમારી વાણી, અમારું સ્વરૂપ (શિક્ષાપત્રી) (પા. નં. ૧૪-૧૫)<br>ઘરકામ - શબ્દકોષમાંથી પશુ, પક્ષી, મીઠાઇ તથા ફરસાણના નામ<br>G.C.S.E. Writing Higher Paper 2005 |

| | |
|---|---|
| **November** | સ્વામિનારાયણ સંપ્રદાયનાં શાસ્ત્રો (પા. નં. ૧૭-૧૯)<br>અકબર અને બિરબલ (પા. નં. ૨૦-૨૧)<br>રક્ષાબંધન (પા. નં. ૨૨-૨૩)<br>Form Filling – Application (પા. નં. ૨૪)<br>ઘરકામ - શબ્દકોષમાંથી ધંધાદારીઓ તથા સગાંસબંધીઓ<br>સંત મહાત્મ્ય (પા.નં. ૨૫-૨૬) |

| | |
|---|---|
| **December** | વાતચીતમાં શુદ્ધ ભાષાનો વપરાશ (પા. નં. ૨૭-૩૦)<br>કિર્તન (પા. નં ૩૧)<br>તમે, તમારું કુટુંબ અને તમારા મિત્રો - આ વિષય ઉપર<br>લંબાણથી બાળકોને બોલાવવું (પા. નં. ૩૩)<br>પત્ર લેખન, પ્રકારો, તથા પત્રોના જવાબ (પા. નં. ૩૪-૩૬)<br>G.C.S.E. Listening Higher Paper 2005 |

**પરીક્ષાના પરિણામ બાદ બાળકોના વાલીને મળી બાળકોની પ્રવૃત્તિથી માહિતગાર કરવાં.**

| | |
|---|---|
| **January** | પરીક્ષામાં પડેલી ભૂલો ઉપર ધ્યાન દોરવું<br>ગાંધીજી (પા. નં. ૩૭-૩૮)<br>ગણપતિ (પા. નં. ૩૯-૪૦)<br>વાર્ષિક કેલેન્ડર અને આપણા તહેવારો (પા. નં. ૪૧-૪૪ ) |

| | |
|---|---|
| **February** | તહેવારો - હોળી અને શિવરાત્રી (પા. નં. ૪૫-૪૮)<br>તહેવારો વિષે બાળકોને પા. નં. ૪૯ પર આપેલા મુદ્દાઓનો<br>સમાવેશ કરીને ઘરકામમાં નિબંધ લખવા આપવો<br>અને બીજા અઠવાડીએ<br>હવામાન તથા તહેવારો વિષે બાળકોને ગુજરાતીમાં બોલાવવું<br>G.C.S.E. Reading Higher 2005 & 2006 Paper |

| | |
|---|---|
| **March** | ધર્મવંશી આચાર્ય (પા. નં. ૫૧-૫૨)<br>બોલતો બકરો (પા. નં. ૫૩-૫૪)<br>અર્થના અનેક અર્થ (પા. નં. ૫૫)<br>હનુમાનજી (પા. નં. ૫૬)<br>G.C.S.E. Writing Higher 2006 Paper<br>તમારો વિસ્તાર (પા. નં. ૫૭) : આ વિષય ઉપર બોલાવવું |

| | |
|---|---|
| **April** | વિલ્સડન સ્વામિનારાયણ મંદિર (પા. નં. ૫૯-૬૦)<br>યુ.કે. નાં આપણાં બીજાં મંદિરો (પા. નં. ૬૧)<br>G.C.S.E. Listening(Higher Level) 2006<br>સ્વાનિારાયણ ભગવાન : આ વિષય ઉપર પા. નં. ૬૨ પર આપેલા<br>મુદ્દાઓનો સમાવેશ કરીને ઘરકામમાં નિબંધ લખવા આપવો<br>પછી આ વિષય ઉપર બાળકોને ગુજરાતીમાં બોલાવવું<br>ભગવાન શ્રી રામ (પા. નં ૬૩-૬૪) |

| | |
|---|---|
| **May** | તમારી નિશાળ (પા. નં. ૬૫) વિષય ઉપર બોલાવવું અને લખાવવું<br>ભગવાનનું પ્રધાનમંડળ (પા. નં. ૬૬)<br>પ્રતાપી બ્રાહ્મણ (પા. નં. ૬૭-૬૮)<br>સરખામણી (પા. નં. ૬૯) |

| | |
|---|---|
| **June** | મૂરખના સરદારો (પા. નં. ૭૦-૭૨)<br>વધારે વાતચીત અને લખાણ – ઘરકામમાં લખાણ અને ક્લાસમાં<br>અરસપરસ અને સામસામે સવાલ જવાબથી બોલાવવું.<br>બનેલા અને કાલ્પનિક બનાવો, શોખ અને પ્રવૃતિ, ખરીદી,<br>વાતાવરણ, ધાર્મિક જ્ઞાન, તહેવારો, લંડન દર્શન વગેરે.<br>સમય હોય તો 2005 અને 2006 ના G.C.S.E. Higher Level ના<br>પેપરો ફરીથી કરાવવાં |

# સાચાબોલાં હરણાં



એક જંગલમાં એક પારધી રહે. એ પારધી જંગલના પ્રાણીનો શિકાર કરીને પોતાનું ગુજરાન ચલાવે. પારધી એટલે પ્રાણીનો શિકાર કરી તેનું માંસ ખાય તેવો માણસ. એક દિવસ પારધી શિકારની શોધમાં ફરતો ફરતો થાકી ગયો પણ એકેય શિકાર હાથમાં ન આવ્યો. સાંજના સમયે તે થાકીને તળાવ કાંઠે એક ઝાડ નીચે આરામ કરવા બેઠો. સાંજનો સમય થયો છે એટલે જરૂર કોઇક પશુ અહીં પાણી પીવા આવશે એમ વિચારી તે ઝાડ પાછળ છુપાઇ ગયો.

થોડી વારમાં એક હરણી ત્યાં પાણી પીવા આવી. પારધીની નજર તેના પર પડી. હરણીએ પણ પારધીને જોયો ને ગભરાઇ ગઇ.

હરણી બોલી, ‘પારધીભાઇ, મારા ઉપર થોડી દયા કર. તારું બાણ છોડવું રહેવા દે. ઘેર મારું ભૂખ્યું બચ્ચું મારી રાહ જોતું હશે. મને થોડી વાર ઘેર જવા દે. હું મારા ભૂખ્યાં બચ્ચાંને ખવડાવીને તરત તારી પાસે પાછી આવીશ. ત્યાર પછી તું ખુશીથી મારો શિકાર કરજે.’

પારધી બોલ્યો, ‘ભૂખ તો મનેય લાગી છે અને મારા ઘરે મારાં બાળકો પણ મારી રાહ જોતાં હશે.’

હરણીએ ફરીથી વિનંતી કરી, ‘મને મરવાની બીક નથી, પણ મારાં બચ્ચાંને ખવરાવી આવું એટલી વાર થોભી જા.’

પારધીને થોડી દયા આવી એણે કહ્યું, ‘ભલે, તો જલદીથી જઇ આવ. તારાં બચ્ચાંને ખવરાવી તરત પાછી આવ.’

થોડી વાર થઇ ને ત્યાં એક હરણ પાણી પીવા આવ્યો. પારધીએ એનો શિકાર કરવા બાણ ચડાવ્યું એટલે હરણ બોલ્યો, ‘થોડી વાર થોભી જા, ઓ પારધીભાઇ. હું મારી હરણીની શોધમાં નીકળ્યો છું. મારું બચ્ચું ભૂખ્યું છે. હું એને ખવડાવવા માટે મારી હરણીને બોલાવવા આવ્યો છું. તે અહીં આવી હતી? તેં એને જોઇ છે?’

પારધી બોલ્યો, ‘અરે, થોડી વાર પહેલાં જ એ અહીં આવી હતી. મેં એને જીવતી જવા દીધી છે. બચ્ચાં પાસે જવાનું કહીને એ ગઇ છે. પણ હવે તને તો નહીં જવા દઉં. હું અને મારું કુટુંબ સવારથી ભૂખ્યાં છીએ.’

હરણે કરગરીને પારધીને કહ્યું, ‘મને થોડી વાર માટે ઘરે જઇ આવવા દે. મરતાં પહેલાં મને એક વખત મારી હરણી અને બચ્ચાંને મળી લેવા દે. તેમને મળીને હું તરત તારી પાસે પાછો આવીશ. ત્યાર બાદ તું મારો શિકાર કરજે.’

પારધીને પાછી દયા આવી ગઇ તેણે કહ્યું , ‘ભલે, તો તું જલદીથી ઘરે જઇને પાછો આવ. બહુ મોડું ન કરીશ.’

થોડી વાર પછી હરણનું એક નાનું બચ્ચું તળાવમાં પાણી પીવા માટે આવ્યું. પારધીએ એને જોયું અને એનો શિકાર કરવા બાણ ચડાવ્યું. હરણાંનું બચ્ચું પારધીને જોઇને ગભરાયું, પણ હિંમત રાખી બોલ્યું, ‘ઓ પારધીભાઇ! થોડી વાર થોભી જા. તેં મારી માને જોઇ છે? તેં મારા બાપુને જોયા છે? હું મારા માતાપિતાને કયારનું શોધું છું.’

પારધી બોલ્યો, ‘તો તો હમણાં જે હરણી અને હરણ આવ્યાં હતાં એ જ તારાં માતાપિતા હોવાં જોઇએ. એ તને શોધતાં વારાફરતી એકબીજાની પાછળ ઘેર ગયાં છે. એમને તો મેં જીવતાં જવા દીધાં

છે, પણ તને તો હું નહીં જ જવા દઉં. મને ખૂબ ભૂખ લાગી છે. મારા બાળકો પણ ભૂખ્યા પેટે મારી રાહ જોતાં હશે.'

હરણના બચ્ચાની આંખમાં આંસુ આવી ગયાં. તે બોલ્યું, 'ઓ પારધીભાઇ, તું થોડી વાર મને જીવતું ન રહેવા દઇ શકે? હું એક વખત મારાં માતાપિતાને મળી લઉં. તેમને મળીને હું તરત પાછું આવીશ. મારા વિના એ બેઉ જણ ખૂબ દુઃખી થતાં હશે! મને એક વાર તેમને મળી આવવા દે.'

હરણના બચ્ચાનું આંસુભર્યું મોઢું જોઇને પારધીને ફરીથી દયા આવી ગઇ. એણે કહ્યું, 'ભલે તું પણ જા . પણ તારા માતાપિતાને મળીને તરત પાછું આવી જજે.'

પેલાં ત્રણે હરણાં એમના ઘર પાસે એકબીજાને મળ્યાં. હરણે બચ્ચાંની પીઠ ઉપર હેતથી જીભ ફેરવી. હરણી તો વારે વારે બચ્ચાંને ડિલ પર, કપાળ પર, લમણા પર એમ બધે જીભથી ચાટવા લાગી.

હરણીએ અને હરણે પોતાને પારધી સાથે થયેલ વાત કરી. બચ્ચાંએ કહ્યું, 'એ પારધી તો મને પણ મળ્યો હતો. તમારી જેમ મને પણ એની પાસે જવાનું છે. ચાલો, આપણે ત્રણે સાથે જ જઇએ. ભલે એ ત્રણે જણનો શિકાર કરતો. આમ પણ એકબીજા વગર જીવવું નકામું જ છે.'

ત્રણે જણ થોડી વારમાં જ પારધી પાસે આવીને બોલ્યાં, 'અમે અમારા વચન પ્રમાણે તારી પાસે આવ્યાં છીએ. હવે તું ખુશીથી અમને મારી તારું અને તારા કુટુંબનું પેટ ભરજે.'

કોણ જાણે કેમ પણ પારધીને આ હરણાના કુટુંબ ઉપર બહુ જ દયા આવી અને બોલ્યો, 'તમે કેવાં સારાં અને સાચાબોલાં છો! આમ મરવા માટે કોઇ પાછું ન આવે. તમારાં જેવાં સાચાંબોલાં હરણાંને મારીને મને કેટલું બધું પાપ લાગે ! તમે હવે નિરાંતે ઘેર જાઓ. હું તમારામાંથી એકેયને મારીશ નહીં. મારા અને મારા બાળકોનાં પેટ ભરવા માટે હું ઝાડના ફળ લેતો જઇશ.'

**અઘરા શબ્દો:**

ડિલ = શરીર
કરગરવું = વિનંતી કરીને કહેવું

## સ્વાધ્યાય

૧. પારધી સરોવરના કાંઠે આવીને શા માટે થોભ્યો?
૨. પારધીએ હરણને કેમ જવા દીધો?
૩. નીચેના ડાબા વિભાગમાં થોડા શબ્દો આપ્યા છે. જમણા વિભાગમાં એ શબ્દોની મદદથી વાકયો બનાવ્યા છે. તે ધ્યાનથી વાંચો અને વાકયો કેવી રીતે બને છે તે જુઓ.

| શબ્દો | વાક્યો |
|---|---|
| હરણ, બચ્ચું, પારધી, જોવું | હરણાના બચ્ચાંએ પારધીને જોયો. |
| હરણ, બચ્ચું, પીઠ, હેત, જીભ ફેરવવી | હરણે બચ્ચાંની પીઠ ઉપર હેતથી જીભ ફેરવી. |

## ઘરકામ

નીચેના શબ્દો ઉપરથી તમે વાકયો બનાવો. વાકયો બનાવતી વખતે કાળ અને જાતિ ધ્યાનમાં લેજો.

પારધી, પાછું, દયા આવવી
હરણ, કરગરવું, પારધી, કહેવું
હું, ઝાડ, ફળ, લેવું, જવું
પારધી, શિકાર, ગુજરાન ચલાવવું.
પારધી, શિકાર, બાણ ચલાવવું.
હરણનું બચ્ચું, આંખમાં આંસુ આવવાં

# સત્સંગની મા

મુકતાનંદ સ્વામીના હાથ નીચે પચાસ સંતોનું મંડળ હતું.

સ્વામી આ મંડળ લઇને ધર્મના પ્રચાર માટે નીકળ્યા હતા. અજાણ્યો પ્રદેશ હતો. એટલે આદર કરતાં અનાદર વધારે થતો હતો, ભિક્ષા પણ બધે મળતી નહીં, કેટલીક જગ્યાએ તો ભિક્ષામાં માર અને અપમાન પણ મળતાં. પણ શ્રીજી મહારાજની આજ્ઞા હતી કે સંતોથી ગુસ્સો કરાય નહીં, સંતોએ તો ગમે તેવી વિપરીત હાલતમાં પણ પ્રસન્ન રહેવું જોઇએ.

ભિક્ષા મળે કે ન મળે, તો પણ આ સંતો પ્રસન્ન ચિતે ભગવાનનું ભજન સ્મરણ કરતા હતા.

એમ કરતાં એક વખત એક સામટા ત્રણ દિવસના એમને ઉપવાસ થયા.

ગામનો એક બ્રાહ્મણ આ સંતો પર બરાબર નજર રાખી રહ્યો હતો. એણે જોયું કે આ સંતો ત્રણ દિવસથી ભૂખ્યા છે, તોય એમના મુખ પર પ્રસન્નતા છે, અને રાતદિવસ ભજનકીર્તનમાં રચ્યા પચ્યા રહે છે. સંતોના આ વર્તનથી તેને આ સંતો પ્રત્યે માન પેદા થયું. મુકતાનંદ સ્વામી પાસે જઇને તેણે કહ્યું, 'સ્વામી, આજે આપ સૌ મારે ત્યાં ભોજન લેવા પધારો.'

સ્વામીએ નિમંત્રણનો સ્વીકાર કરીને કહ્યું, 'અમે મીઠાઇ કે એવું કાંઇ જમતા નથી. અમે માત્ર ઘી વિનાની ખીચડી જમીશું.'

આ સાંભળી સંતો પ્રત્યે બ્રાહ્મણનું માન વધ્યું, તે મનમાં બોલ્યો, 'આવા ત્યાગી આજે પહેલી વાર જોયા.'

બ્રાહ્મણે ઘરે જઇ ખીચડી રાંધી.

એને ઘેર દેવસેવા થતી. અને ઠાકોરજીને ધરાવીને જમવાનો નિયમ હતો. એટલે ખીચડી તૈયાર થતાં એણે થોડીક ખીચડી એક થાળીમાં કાઢી. ઠાકોરજીને લૂખી ખીચડી ધરાવાય નહીં. એટલે એણે એ ખીચડીમાં થોડું ઘી નાખ્યું પછી ખીચડી ઠાકોરજીને ધરાવી.

આ ધરાવેલી ખીચડી ઠાકોરજીનો પ્રસાદ થઇ. એટલે બ્રાહ્મણે પ્રેમથી એ સંતો માટેની ખીચડીમાં ભેળવી દીધી. સંતો જમવા પધાર્યા. એમને ખીચડી પીરસાઇ.

ત્યાં આત્માનંદ સ્વામીએ પૂછયું, 'આમાં ઘી તો નથી નાખ્યું ને?'

બ્રાહ્મણે હાથ જોડી કહ્યું, 'ઘી તમારી ખીચડીમાં તો નથી નાખ્યું પણ થોડીક ખીચડી ઠાકોરજીને ધરાવી હતી તેમાં ઘી નાંખેલું. અને પછી એ ખીચડીનો પ્રસાદ આ ખીચડીમાં ભેળવી દીધો છે. મારી ભુલ ગણો તો ભૂલ, અને મારો ગુનો ગણો તો ગુનો. હું આપની ક્ષમા માગું છું.

આત્માનંદ સ્વામી મહારાજની આજ્ઞા પાળવામાં ખૂબ કડક હતા. નિયમમાં જરાક પણ આઘું પાછું થાય તે એમનાથી સહન ન થાય. બ્રાહ્મણની વાત સાંભળી એ તરત ભાણા પરથી ઊભા થઇ ગયા અને બોલી ઉઠયા, 'હું આ નહીં જમું.'

બ્રાહ્મણ દીન બની હાથ જોડી કરગરવા લાગ્યો, પણ આત્માનંદ સ્વામીએ કહ્યું, 'નિયમ એટલે નિયમ!'

મુકતાનંદ સ્વામી પણ નિયમને તો માનતા જ હતા, પણ આજના સંજોગો જુદા હતા. સંતો ત્રણ દિવસના ભૂખ્યા હતા. અને માંડ આજે થોડું ખાવાનું મળ્યું હતું! વળી બ્રાહ્મણે જાણી જોઈને કોઇ અપરાધ કર્યો ન હતો. એ ભગવદ્ભક્ત હતો, એને ઘેર ઠાકોરજીની સેવા થતી, અને કેવળ સંતભક્તિથી પ્રેરાઇને એણે સાધુઓને જમવા નોતર્યા હતા. સાધુઓની ખીચડીમાં એણે ઘી નહોતું નાખ્યું, પ્રસાદ નાખ્યો હતો! એ ખીચડીની અવગણના એટલે પ્રસાદની અવગણના!

એમણે આત્માનંદ સ્વામીને ધીરજથી આ બધું કહ્યું, પણ આત્માનંદ સ્વામીએ તો એક જ વાત પકડી લીધી કે નિયમ એટલે નિયમ!

છેલ્લે મુક્તાનંદ સ્વામીએ કહ્યું, 'સ્વામી, અત્યારે આપણે નહીં જમીએ તો આપણને તેડનાર બ્રાહ્મણનું મન ભાંગી જશે, એની રસોઇ બગડશે અને સંતો નિરાશ થશે. માટે કૃપા કરી આપ આ અન્ન જમો.'

પણ આત્માનંદ સ્વામીએ માન્યું નહીં. એ ઊઠીને ચાલતા થયા. બીજા કેટલાક સંતો પણ ઊઠીને જવાનું કરતા હતા, ત્યાં મુકતાનંદ સ્વામીએ ગળગળા થઇ જઇને કહ્યું, 'સંતો, આ નિયમ ભંગનું પાપ હું માથે લઉં છું. આપ સૌ નિરાંતે જમો.'

હવે સૌ સંતો જમ્યા. બ્રાહ્મણના આનંદનો પાર ન રહ્યો.

મંડળ ફરીને શ્રીજીમહારાજ પાસે આવ્યું, ત્યારે મુકતાનંદ સ્વામીએ પોતે જ શ્રીજીમહારાજને આ પ્રસંગ કહ્યો. અને નિયમ ભંગ માટે ક્ષમા માંગી.

બધી વાત સાંભળી શ્રીજી મહારાજે કહ્યું, 'તમે જે કર્યું તે દેશ, કાળ અને સંજોગો જોતાં યોગ્ય છે. કોઇ પણ આજ્ઞા પાલનમાં આવા સૂક્ષ્મ વિવેકની જરૂર છે. એવો વિવેક દાખવીને તમે માતાની પેઠે સંતોની અને સત્સંગની રક્ષા કરી છે. તમે સત્સંગની મા છો!'

**અઘરા શબ્દો:**

દીન = ગરીબ
દિન = દિવસ
અવગણના = તરછોડવું, અપમાન કરવું
અન્ન અને અન્ન બે રીતે લખી શકાય છે.

## સ્વાધ્યાય

૧. નીચેના વાકયો કોણ બોલે છેં?
ક. તમે સત્સંગની મા છો.
ખ. મેં સંતોની ખીચડીમાં ઘી નથી નાખ્યું.
ગ. નિયમ એટલે નિયમ!
ઘ. આ ખીચડીની અવગણના એટલે ભગવાનના પ્રસાદની અવગણના.
ચ. આપ સૌ નિરાંતે જમો.
છ. હું આ નહીં જમું
જ. અમે માત્ર ઘી વિનાની ખીચડી જમીશું.

૨. નીચેના શબ્દો વાકયોમાં વાપરો.
આમંત્રણ, ભિક્ષા, અપમાન, વિવેક, પ્રચાર, સંતો, મહારાજ
૩. નીચેના શબ્દોના વિરોધી શબ્દો લખો.
આદર, માન, સુખ, આજ્ઞા, સ્વીકાર, સ્વામી, આડું, જ્ઞાન, પાસે, ભરેલું, શીતળ, સસ્તું, પ્રેમાળ, કંજૂસ, સહેલું, હર્ષ
૪. મુકતાનંદ સ્વામીના મંડળમાં કેટલા સંતો હતા?
૫. સંતો કેવું ભોજન જમતા હતા?
૬. નિયમભંગ માટે કોણે કોની પાસેથી ક્ષમા માંગી?

# ભગવાન શ્રી કૃષ્ણ

દુનિયામાં જ્યારે ધર્મલુપ્ત થવા માંડે અને અધર્મની વૃદ્ધિ થવા લાગે, અસુરીજનો દૈવીજનોને પીડવા લાગે, ત્યારે પૃથ્વી ઉપરથી અસુરોનો નાશ કરવા અને એકાંતિક ધર્મને પોષણ આપવા ભગવાન વારંવાર આ ધરતી ઉપર અવતાર ધારણ કરે છે. સર્વ બ્રહ્માંડમાં ભગવાન તો એક જ છે અને અક્ષરધામ પણ એક જ છે, છતાં અસુરોનો જેવી રીતે વિનાશ કરવો હોય તે ધ્યાનમાં લઇને ભગવાન પોતાની ઇચ્છાથી જુદા જુદા સ્વરૂપે અને જુદા જુદા નામે અવતાર ધારણ કરે છે. ઘણી વખત એક જ સ્વરૂપે ઘણા નામો ધારણ કરે છે. શ્રી સ્વામિનારાયણ ભગવાનને આપણે ઘનશ્યામ, નિલકંઠવર્ણી, સહજાનંદ, હરિકૃષ્ણ એમ અનેક નામે ઓળખીએ છીએ. તે સમયના ભક્તો અને તેમના વંશજો ભગવાનનું તે સ્વરૂપે પૂજન કરે છે. આમ ભક્તોની નજરમાં ભગવાનનાં સ્વરૂપો બદલાય છે પણ ભગવાન પોતે તો એક જ છે. અક્ષરધામમાં વિરાજમાન ભગવાન સદાય સાકાર દ્વિભુજ છે. ફરક તો ભક્તોની નજરમાં જ છે.

આવા જ એક સમયે પૃથ્વી ઉપર જ્યારે કંસ, જરાસંઘ, શિશુપાલ, દુર્યોધન આદિ અસુરોનો ત્રાસ વધી ગયો હતો ત્યારે ભગવાન સ્વયં શ્રી કૃષ્ણ સ્વરૂપે મનુષ્ય દેહે પધાર્યા હતા.



શ્રાવણ વદ આઠમની રાત્રીએ મથુરામાં કંસના કારાગૃહમાં ભગવાન શ્રી કૃષ્ણનો દેવકી અને વસુદેવ થકી જન્મ થયો. વસુદેવના પુત્ર હોવાથી ભગવાન વાસુદેવ કહેવાયા. ગોકુળમાં નંદ યશોદાના ઘરે મોટા થયા. બાળપણમાં માખણલીલા જેવા અનેક બાળચરિત્રો કર્યા. ગોવાળો સાથે રહીને ગાયો ચારી એટલે ગોપાલ તરીકે ઓળખાયા. મધુ અને કેશી દૈત્યોનો સંહાર કર્યો એટલે માધવ અને કેશવ નામે પ્રખ્યાત થયા. યોગ્ય સમય આવતાં મામા કંસનો વધ કરી માતા પિતાને જેલમાંથી છોડાવ્યાં.

કંસના વધનું વેર વાળવા જરાસંઘ મથુરા ઉપર વારંવાર ચડાઇઓ કરતો. ભગવાને જરાસંઘને સત્તર વાર લડાઇમાં હરાવ્યો હતો. પણ આવા યુદ્ધથી સામાન્ય પ્રજાને પડતી મુશ્કેલીઓનો વિચાર કરી ભગવાન યાદવોને લઇને સમુદ્રના ટાપુમાં જઇને નવી દ્વારિકા નગરી વસાવી યાદવોને ભયમુક્ત કર્યા. જરાસંઘને લાગ્યું કે ભગવાન તેનાથી ડરીને રણભૂમિ છોડી ગયા. ત્યારથી ભગવાનનું નામ રણછોડ પડયુ. લક્ષ્મી સ્વરૂપ રૂક્મણી સાથે વિવાહ કરી ભગવાને ગૃહસ્થાશ્રમ માંડયો. આ સ્વરૂપે ભગવાન લક્ષ્મીનારાયણ નામે ઓળખાય છે.

દુર્યોધન આદિ દૈત્યોનો સંહાર કરવા અને કરાવવા મહાભારતના યુદ્ધમાં ભગવાન નર સ્વરૂપ અર્જુનના સારથિ બન્યા. યુદ્ધના મેદાનમાં પોતાના સગાસબંધીઓ તથા ગુરુજનોને જોઇને અર્જુન મુંઝાઇ ગયો. પાપના ભય થકી અને હિંસાથી ડર્યો. શ્રી કૃષ્ણે કુરુક્ષેત્રના મેદાનમાં જ અર્જુનને પોતાના વિશ્વસ્વરૂપનું દર્શન કરાવ્યું અને એકાંતિક ધર્મનું જ્ઞાન આપ્યું. ભગવાને સ્વમુખે કહેલા આ જ્ઞાનનો સંગ્રહ એ જ શ્રી ભગવદ્ ગીતા. શ્રી સ્વામિનારાયણ ભગવાને માન્ય રાખેલ આઠ સત્‌શાસ્ત્રોમાં ગીતાનો સમાવેશ થાય છે.

સત્સંગીજીવનના પહેલા પ્રકરણમાં બાળસ્વરૂપ ભગવાને ભક્તિમાતાને પોતાના સ્વરૂપનું અને એકાંતિક ધર્મનું જે જ્ઞાન આપ્યું તેને આપણે હરિગીતા કહીએ છીએ. ભગવદ્‌ગીતા અને હરિગીતા

**જુદા સમયે કહેવાયાં છે પણ એમાં ધર્મનું જે જ્ઞાન છે તે સરખું જ છે. બન્ને ગીતામાં ભગવાને ભારથી સમજાવ્યું છે કે ભગવાન પોતે તો એક જ છે પણ જુદા જુદા સમયે જુદા જુદા સ્વરૂપે અવતાર ધારણ કરે છે. ભગવાનના જન્મ અને કર્મ આપણા જેવા માયિક નથી પણ દૈવી છે. અને જે માણસો ભગવાનના જન્મ અને કર્મને દિવ્ય જાણી એક માત્ર પૂર્ણ પુરુષોતમ ભગવાનની પૂજા અર્ચના કરે છે તેઓ જન્મમરણના ફેરાથી છૂટી અક્ષરધામને પામે છે. ભગવાનની ધર્મ સહિત ભક્તિ કરવાથી જ ભગવાન અને ભગવાનના ધામને પામી શકાય છે.**

**અઘરા શબ્દો :**

| | | |
|---|---|---|
| **ચડાઈ** | = | Attack |
| **બ્રહ્માંડ** | = | Universe |
| **દ્વિભુજ** | = | **જેમને બે હાથ હોય તેવા** |
| **ત્રાસ** | = | **તકલીફ** |
| **વંશજ** | = | **પુત્રો, પૌત્રો વગેરે**, Descendants |
| **સારથિ** | = | **રથ ચલાવનાર**, Charioteer |

## સ્વાધ્યાય

૧. શ્રી કૃષ્ણ ભગવાનનો જન્મ કયાં અને કયારે થયો હતો?
૨. શ્રી કૃષ્ણ ભગવાનનાં છ નામો જણાવો.
૩. શ્રી કૃષ્ણ ભગવાનનાં માતા-પિતાનાં નામ લખો.
૪. મહાભારતના યુદ્ધમાં શ્રી કૃષ્ણ ભગવાન કોના સારથિ બન્યા હતા?
૫.. શ્રી કૃષ્ણ ભગવાનનું બાળપણ કયાં વીત્યું હતું?

## ઘરકામ

**નીચેના નિબંધમાંથી ભાષા અને જોડણીની ભૂલો સુધારીને નિબંધ ફરીથી લખો.**
**મારી નિશાળ હેનડનમાં છે. એ બહુ જ વિશાળ છે. મારી નિશાળમાં છોકરાઓ અને છોકરીઓ સાથે ભણે છે. હું મારી નિશાળમાં ગણિત, વિજ્ઞાન, જરમન, રમતગમત ભણું છું. હૂ દશમી વરસમાં ભણું છૂં. મને ગણીત ગમે છે, કેમકે હું મોટી થાઊ તૈ પઇસા ગણવામાં કામ આવે. મારી શાળાનો ટાઇમ નવ થી સાડા ત્રણ સુધી છે. હૂં મોટી થઇસ. તૈ એકાઊનટેન્ટ થાઇસ. એકાઊનટેન્ટ બનવાથી સારો પગાર આવશે.**

**મારી પાસે બઉ મીત્રઓ છે. અમે એકબીજાને શારાના ઘરકામમા મદદ કરી. ને રજામાં ભેગા થાય ને અમે એક બીજાના ઘરે કે ચલચિત્ર જોવા જાઇ.**
**મારા કાકા અને બે મારા મામા ને એના કુતુંબો મારા ઘરથી નજીક રહે. મારા મામા મામી ને એની ત્રણ છએકરીયું છે.**

# તમે, તમારું ઘર અને તમારું કુટુંબ

૧. તમારા વિષે થોડું. . . . . .



તમારી ઉંમર, તમારો દેખાવ, તમારા શોખો અને તમારો મનગમતો ટેલિવિઝન કાર્યક્રમ.
તમને શું કરવુ ગમે અને શું કરવું ન ગમે?

૨. તમારું ઘર. . . . .

તમારું ઘર કયાં આવેલું છે? ઘરમાં કેટલા ઓરડા છે? તમારા દીવાનખંડનું વર્ણન કરો.



તમારા પોતાના ઓરડાનું વર્ણન કરો.



૩. તમારી માતા વિશે. . . . .

તમારી માતાનું નામ શું છે? તેમની ઉંમર કેટલી છે? તેઓ શું કામ કરે છે? તેમનો સ્વભાવ કેવો છે?

૪. તમારા પિતા વિશે. . . . . .

તમારા પિતાનું નામ શું છે? તેમની ઉંમર કેટલી છે? તેઓ શું કામ કરે છે? તેમનો સ્વભાવ કેવો છે?

# વ્યાકરણ – વિશેષણ અને ક્રિયાવિશેષણ



**ગાય ઘાસ ખાય છે.**

**આ એક સાદું વાકય છે. આમાં ગાય <u>કર્તા</u> છે, ઘાસ <u>કર્મ</u> છે, અને ખાય છે <u>ક્રિયાપદ</u>(Verb) છે. આ ગાય વિશે આપણને વધારે કહેવું હોય તો ગાય કોની છે, કેવી છે, કેટલી છે તે કહેવું પડે. એવી જ રીતે ઘાસ વિશે પણ વધારે કહી શકાય. આ રીતે કર્તા કે કર્મનું વર્ણન કરતા શબ્દોને <u>વિશેષણ</u>(Adjective) કહેવાય છે. વિશેષણો વાપરીને ઉપરના વાક્યને આ પ્રમાણે લખી શકાય.**
**<u>રમેશની મોટી સફેદ</u> ગાય <u>લીલું</u> ઘાસ ખાય છે.**
**જેમ કર્તા કે કર્મનુ વર્ણન કરતા શબ્દોને વિશેષણ કહેવાય છે તેમ ક્રિયાપદનું વર્ણન કરતા શબ્દોને ક્રિયાવિશેષણ (Adverb) કહેવાય છે. ક્રિયાવિશેષણથી આપણને ખબર પડે છે કે એ ક્રિયા કેવી રીતે થઇ રહી છે, જેમકે ધીમેધીમે, જલદીથી, ઉતાવળથી. ઉપરના વાકયમાં હવે આપણે ક્રિયાવિશેપણ ઉમેરીએ.**
**રમેશની મોટી સફેદ ગાય લીલું ઘાસ <u>ધીમેધીમે</u> ખાય છે.**
**વિશેષણ અને ક્રિયાવિશેષણ વાપરવાથી આપણને વધારે માહિતી મળે છે.**

**<u>વિશેષણ</u> : Adjective: એટલે જે શબ્દથી કોઇ વસ્તુનું વર્ણન કરીએ, જેમ કે ગાય કોની?, કેવી છે? વગેરે. કેવું, કેટલું, કોનું વગેરેના જવાબ મળે તે વિશેષણ.**

**<u>ક્રિયાવિશેષણ</u>: Adverb: એટલે જે શબ્દથી ક્રિયા કેવી રીતે થઇ રહી છે તેનો ખ્યાલ આવે તે ક્રિયાવિશેષણ.**

Adjective describes the object or subject of the sentence.
Adverb describes the verb of the sentence.

**નીચેના વાકયોમાંથી વિશેષણ અને ક્રિયાવિશેષણ ઓળખી જુદા લખો.**

૧. ગાઢ જંગલમાં મોટા વાંદરાઓ ઝાડ ઉપર કૂદાકૂદ કરતા હતા.
૨. મને જોઇને સિંહે મોટેથી ત્રાડ પાડી.
૩. પાઇપમાં ઝીણું કાણું પડવાથી પાણી ધીમેધીમે વહેવા લાગ્યું
૪. જરા ઉતાવળા ચાલજો, ઘણું દૂર જવાનું છે.
૫. મારાથી એટલી બધી ઝડપથી દોડાતું નથી.

**આપણે પાછળના પાનામાં વાકય લખ્યું કે**

**રમેશની મોટી સફેદ ગાય લીલું ઘાસ ધીમેધીમે ખાય છે.**

**હવે આ વાકયને બહુવચનમાં ફેરવીએ.**
**રમેશની ઘણી સફેદ ગાયો લીલું ઘાસ ધીમેધીમે ખાય છે.**
**ઘણી એ વિશેષણ નારી જાતિનું છે. નરજાતિના કર્તા માટે તે બદલાઇને ઘણા થઇ શકે છે. જેમકે**
**રમેશના ઘણા સફેદ બળદો લીલું ઘાસ ધીમેધીમે ખાય છે.**
**પણ સફેદ એ વિશેષણ કોઇ જાતિ કે બહુવચન વાપરતાં બદલાતું નથી .**
**કેટલાંક વિશેષણો કર્તાની જાતિ અને વચન પ્રમાણે બદલાય છે. અને કેટલાંક વિશેષણો બદલાતાં નથી.**
**સામાન્ય રીતે જે વિશેષણો 'અ' થી પૂરાં થાય છે (જેવાં કે સુંદર, સફેદ, લાલ, વિશાળ, વગેરે), તે વિશેષણો કર્તાની જાતિ કે વચન પ્રમાણે બદલાતાં નથી.**
**દા.ત. વિશાળ બારી, વિશાળ બારીઓ, વિશાળ બાગ, એક લાલ ગાડી, ઘણી લાલ ગાડીઓ, સુંદર છોકરી, સુંદર છોકરીઓ, સુંદર છોકરો, સુંદર છોકરાઓ.**
**અને તે સિવાયના વિશેષણો કર્તાની જાતિ અને વચન પ્રમાણે બદલાય છે.**
**દા.ત. રૂપાળો છોકરો, રૂપાળા છોકરાઓ, રૂપાળી છોકરી, રૂપાળાં છોકરાં,**
**ઊંચો છોકરો, ઊંચી દીવાલ, ઊંચું પ્રાણી, રાતી ગાય, રાતો બળદ,**
**કયાં વિશેષણો જાતિ (લિંગ) કે બહુવચનના વપરાશથી બદલાય છે અને કયાં વિશેષણો બદલાતાં નથી તે હંમેશાં ખ્યાલ રાખવો.**

**નીચેના વાકયોમાં લીટી દોરેલા શબ્દોને ધ્યાનમાં રાખી સૂચના પ્રમાણે ફેરવો.**

૧. રાજા રાતા ઘોડા ઉપર સવાર થઇને નગરમાં ફરવા નીકળ્યો. (નારી જાતિમાં ફેરવો)
૨. રાજા એ રૂપાળી રાણીને બોલાવી. (બહુવચનમાં ફેરવો)
૩. મદારી પાસે થોડાંક વાંદરાં હતાં. (નારી જાતિમાં ફેરવો)
૪. મારી પાસે એક લીલી સાડી છે. (બહુવચનમાં ફેરવો)

**નીચેના વાકયોમાં ખાલી જગ્યામાં વિશેષણો ઉમેરી વાકયો ફરીથી લખો.**

------કેતકીના ------- વાળ બહુ સરસ છે. (કાળા,સુંદર)
----- કાયાવાળા હાથીમાં ------ તાકાત હોય છે. (મોટી, બહુ)
----- જંગલમાં એક ----- મંદિર હતું (ગાઢ, સુંદર)
------ રાતમાં ------- તારા દેખાય છે. (ઘણા, અંધારી)
------ સવારે ------ ઊંઘ આવે છે. (વહેલી, બહુ)

**૩. નીચેના શબ્દોને જાતિવાર છૂટા પાડો.**

ખેડૂત, સાંજ, પંખી, દિવસ, દુકાન, દિવાલ, ઓરડો, મંદિર, પૂરી, શાક, ખીચડી, રોટલી, દૂધ, ખાંડ, ટપાલી, અવાજ, ગીત, ઝાડ, કાગળ, સૂરજ.

| નર જાતિ | નારી જાતિ | નાન્યતર જાતિ |
|---|---|---|
| | | |
| | | |
| | | |
| | | |
| | | |
| | | |
| | | |

# અવલોકન કરવાની ટેવ



એક વખત એક ફકીર જંગલમાંથી પસાર થઇ રહ્યો હતો. એવામાં એક વેપારી તે ફકીરને સામો મળ્યો. વેપારીએ પૂછયું, ફકીરભાઇ, તમે આટલામાં કયાંય ઊંટ જતું જોયું છે?

ફકીરે વેપારીને સામે કહ્યું, તેની જમણી આંખ ફૂટેલી છે? તે ડાબે પગે લંગડું છે? તેનો આગલો એક દાંત પડી ગયો છે? તેની પીઠ ઉપર એક બાજુએ મધ તથા બીજી બાજુએ ઘઉં રાખ્યા છે?

ફકીરના આ સવાલો સાંભળીને વેપારી રાજી થઇ ગયો અને બોલ્યો, અરે! ફકીરભાઇ! એ જ મારું ઊંટ! તમે તેને કયાં જોયું? કઇ બાજુએ જતું જોયું?અમે સૌ કયારના એની શોધમાં છીએ.

ફકીર બોલ્યો, પણ ભાઇ, તમારું ઊંટ તો મેં જોયું જ નથી!

ફકીરનો આ જવાબ સાંભળી પેલા વેપારીને ઘણી નવાઇ લાગી. ફકીરે ઊંટનું જે વર્ણન કર્યું તે તો બિલકુલ મારા ઊંટને મળતું આવે છે અને ઉપરથી પાછો એમ કહે છે કે તેણે મારું ઊંટ જોયું જ નથી. એ કેમ બને! વેપારીને થયું કે નક્કી આ ફકીરે મારા ઊંટને જોયું છે, પણ તેના ઉપરના માલની લાલચે તે મને બતાવવા માંગતો નથી. તેણે જરા કરડાઇને ફકીરને કહ્યું, ડાહ્યા થઇ મારું ઊંટ મને આપી દો. તેના ઉપર કિંમતી ઝવેરાત પણ હતું. જો નહીં આપો તો પકડીને રાજા પાસે લઇ જવા પડશે.

ફકીર બોલ્યો, અરે શેઠભાઇ, હું તમને સાચું જ કહું છું કે મેં તમારું ઊંટ જોયું જ નથી, પછી તેના ઉપરના ઝવેરાતની તો વાત જ શું?

પેલો વેપારી હવે ગુસ્સે થઇ ગયો. તેણે પોતાના માણસોને કહ્યું કે આ ફકીરને પકડીને રાજા પાસે લઇ ચાલો.

રાજાએ ફકીરની ઝડતી લેવરાવી, પણ ફકીર પાસેથી કાંઇ ઝવેરાત નીકળ્યું નહીં. છતાં ફકીરે ઊંટનું જે વર્ણન આપ્યું તે તો બરાબર પેલા વેપારીના ઊંટનું જ હતું. તેથી તેણે ઊંટને જોયું નથી તે કેમ મનાય? તેની ઉપરના ઝવેરાતની લાલચે તેણે ઊંટને ચોક્કસ કયાંક સંતાડી દીધું છે એમ માની રાજાએ તેને સજા કરવાનો હુકમ કર્યો.

રાજાનો હુકમ સાંભળી ફકીર આજીજી કરતાં બોલ્યો, "રાજાજી, દયા કરી પહેલાં મારી વાત સાંભળો. ખરેખર મેં ઊંટ જોયું નથી. વાત એમ છે કે હું ઘણા વરસોથી વનમાં રહું છું . મને બધું અવલોકન કરીને જોવાની ટેવ છે. આજે સવારે જ્યારે હું મારે રસ્તે જતો હતો ત્યારે જમીન ઉપર ઊંટના પગલાં જોયાં. પરંતુ તેની સાથે કોઇ પણ માણસના પગલાં ન હતાં. તે ઉપરથી મેં માન્યું કે ઊંટ તેના માલિકથી છૂટું પડી ગુમ થઇ ગયેલું હોવું જોઇએ."

"રસ્તાની એક જ બાજુએ ઝાડના પાંદડાં કરડેલા હતાં. તે ઉપરથી મેં માન્યું કે તે ઊંટ કાણું હોવું જોઇએ. નહીંતર ઊંટ રસ્તાની બન્ને બાજુનાં ઝાડનાં પાંદડાં ખાતું જાય. તેનાં ચાર પગલાંમાંનું એક બાજુનું પગલું જરા ઓછું દેખાતું હતું તે ઉપરથી મેં ધાર્યું કે તે એક પગે લંગડું હશે."

"તેણે જે પાંદડાં કરડયાં હતાં તે પાંદડાનો વચમાંનો થોડો ભાગ લટકતો રહી ગયો હતો. તે ઉપરથી મે ધાર્યું કે તેનો આગલો એક દાંત પડી ગયો હશે."

"રસ્તાની એક બાજુએ ઘઉં વેરાયેલા હતા અને બીજી બાજુએ માખીઓ બણબણતી હતી. તે ઉપરથી મેં અનુમાન કર્યું કે તે ઊંટની એક બાજુએ ઘઉં હશે અને બીજી બાજુએ મધ હશે. કોઇ માણસ જો તેની ઉપર બેઠું હોય તો ઘઉં કે મધ નીચે પડવા ન દે. એ ઉપરથી મેં માની લીધું કે તે ઊંટ ઉપર તેનો માલિક બેઠો નહીં હોય."

"રસ્તામાં આગળ આ વેપારીભાઇ મને સામે મળ્યા અને ઊંટ વિશે પૂછયું. મેં જે અનુમાન કર્યું હતું તે ઉપરથી ઊંટનું વર્ણન કર્યું તે ઉપરથી તેને લાગ્યું કે તે ઊંટ મેં જોયું છે. પણ ઝવેરાતની લાલચે હું બતાવતો નથી. પરંતુ રાજાજી, હું સાચું કહું છું કે મેં એનું ઊંટ જોયું પણ નથી કે સંતાડયું પણ નથી."

રાજાને આ સાંભળીને ખાતરી થઇ કે ફકીર ખરેખર નિર્દોષ છે. તેણે ઊંટ વિશે જે કહ્યું તે અવલોકન કરવાની ટેવ ઉપરથી જ કહ્યું હતું. રાજાએ ફકીરને છોડી મૂકવાનો હુકમ કર્યો અને તેની અવલોકનશકિતના ખૂબ વખાણ કર્યા.

**અઘરા શબ્દો:**

ઝવેરાત = સોનું હીરા વગેરે
અવલોકન = ઝીણવટથી જોવું, ધ્યાનથી જોવું
કરડેલું = દાંતથી કાપેલું
કાણું = એક આંખ ન હોય તે

## સ્વાધ્યાય

૧. વેપારીને ખોવાયેલ ઊંટની માહિતી કોણે આપી?
૨. ઊંટ તેના માલિકથી છુટું પડી ગયું છે તેનું અનુમાન ફકીરે શેને આધારે કર્યું?
૩. ઊંટ કાણું હતું તે ફકીરે કેમ ધાર્યું?
૪. ઊંટ એક પગે લંગડું હતું તે ફકીરને કેમ ખબર પડી?
૫. ઊંટનો આગલો દાંત પડી ગયો હશે એમ ફકીરે શાથી જાણ્યું?
૬. ઊંટ ઉપર મધ હતું તે ફકીરે કેમ જાણ્યું?
૭. રાજાએ ફકીરની કઇ ટેવના વખાણ કર્યા?

નીચેના વાકયોમાં બે શબ્દોનાં જોડકાં ધ્યાનથી વાંચો

કોઇને મદદ કરવી એ <u>ભલું</u> કામ છે. કોઇને મદદ કરવી એ <u>ભલાઇ</u> છે.
મને ઘર <u>ચોખ્ખું</u> ગમે . મને ઘરમાં <u>ચોખ્ખાઇ</u> ગમે .

ભલું ભલાઇ
ચોખ્ખું ચોખ્ખાઇ

આવી રીતે 'ઇ' લગાડીને વિશેષણમાંથી નામ –કર્મ બને છે.
નીચેના વિશેષણોમાંથી નામ બનાવી વાકયોમાં વપરાશ કરો
બૂરું , સાચું , સખત, કડક,

# શિક્ષાપત્રી – અમારી વાણી, અમારું સ્વરૂપ



સવંત ૧૮૮૨ ની સાલ હતી. શ્રી સ્વામિનારાયણ ભગવાને પૃથ્વી ઉપર સદ્ધર્મની સ્થાપના કરી હતી. સૌ સત્સંગીઓ શ્રીજી મહારાજની આજ્ઞા પ્રમાણે વર્તતા હતા. શ્રીજી મહારાજે વિચાર કર્યો કે ભવિષ્યમાં પણ સત્સંગનો પાયો દ્રઢ બની રહે અને સત્સંગીઓને માર્ગદર્શન મળતું રહે તે માટે એક શાસ્ત્રગ્રંથની જરૂર છે.

મનમાં આવો સંકલ્પ કરી મહારાજ વડતાલમાં રોકાઇ ગયા. ત્યાં તેમણે એક ગ્રંથ તૈયાર કર્યો. આ ગ્રંથનું નામ શિક્ષાપત્રી. શિક્ષા એટલે ઉપદેશ અને પત્રી એટલે પત્ર.

ગ્રંથ પૂરો કરી શ્રીજી મહારાજે છેલ્લે લખ્યું, આ જે શિક્ષાપત્રી છે તે અમારી વાણી અને અમારું સ્વરૂપ છે. એટલે કે શિક્ષાપત્રી બીજા ગ્રંથો જેવો સામાન્ય ગ્રંથ નથી, પણ એ શ્રીજી મહારાજનું સ્વરૂપ છે. મહારાજ પોતે છે.

મહારાજે શિક્ષાપત્રી માં કરેલો ઉપદેશ માત્ર ભારતમાં રહેતા માણસો માટે જ નથી, કોઇ એક જ્ઞાતિ માટે જ નથી, એકલા સત્સંગીઓ માટે જ પણ નથી, પણ સમગ્ર માનવજાત માટે છે. માણસ પૃથ્વી ઉપર ગમે તે દેશમાં રહેતો હોય, પણ જેને મનમાં ભગવાનને ઓળખવાની અને પામવાની તીવ્ર ઇચ્છા હોય તે સૌને માટે આ શિક્ષાપત્રી છે.

આપણા પર આપણા કોઇ સગાંનો બહારગામથી પત્ર આવે તો આપણને કેટલો આનંદ થાય છે! અને આપણે કેવા ઉમંગથી વાંચીએ છીએ! અને એ પત્ર વળી કોઇ પરદેશમાં વસતા સંબંધીનો હોય, તો તો વળી વધારે આનંદ થાય. શિક્ષાપત્રી પણ એવો એક પત્ર છે. એ પત્ર અક્ષરધામના અધિપતિ શ્રીજી મહારાજે આપણા પર લખેલો છે. મહારાજ પોતે આ પત્ર લખીને આપણને આપી ગયા છે. એવો એ પત્રનો મહિમા છે.

મહારાજ શિક્ષાપત્રીમાં પહેલી જ વાત આપણને એ કહે છે કે, કોઇ જીવની હિંસા કરવી નહીં. યજ્ઞના નામે પણ નહીં. જાણી જોઇને તો જૂ, ચાંચડ, માંકડ માંખી જેવા નાના જીવોની પણ હત્યા કરવી નહીં. સ્ત્રી, ધન, કે રાજયના લોભે પણ મનુષ્યની હિંસા કરવી નહીં. ધન કે રાજય માટે પણ હિંસા ન કરાય તો પછી બીજા કોઇ કારણસર તો હિંસા થાય જ કેમ!

દારૂ પીવો નહીં, માંસ ખાવું નહીં. ભગવાનનો પ્રસાદ કહીને આપે તો પણ દારૂ માંસને અડકવું નહીં, દવામાં દારૂ કે માંસ હોય તો એ દવા પણ લેવી નહીં. અને જેમ દારૂ ન પીવાય તેમ સિગરેટ, અફીણ, ગાંજો, હેરોઇન જેવાં બીજાં નશાકારક કેફી પદાર્થ પણ ન પીવાય કે ખવાય.

ક્રોધ–ગુસ્સો કયારેય કરવો નહીં. પોતાના ઉપર નહીં અને બીજા ઉપર પણ નહીં. ગુસ્સે થયેલ માણસને શું સારું અને શું ખરાબ એની ખબર રહેતી નથી. ગુસ્સામાં આવી પોતાને કે બીજાને કયારેય ઇજા કરવી નહીં. એટલે કે ગુસ્સામાં આવી કોઇક ઉપર વેર વાળવા કોઇને ઇજા ન કરવી.

ચોરી કરવી નહીં. ચોરીનું ધન હું ધર્માર્થે વાપરીશ, એવુ સમજીને પણ ચોરી કરવી નહીં. માલિકની રજા વગર આપણે જે લઇએ તે ચોરી કહેવાય. મંદિરે દર્શન કરવા આવીએ ત્યારે ભગવાનના દર્શન કરવા માટેના પૈસા પણ આપણા જ હોવા જોઇએ. ચોરીના પૈસાથી તો દર્શન પણ

ન કરાય. મંદિરે જતાં રસ્તામાં કોઇ સારું ફૂલ જોઇએ અને કોઇની રજા વગર એ ફૂલ તોડી લઇએ તે પણ ચોરી કહેવાય. એવાં ચોરેલાં ફૂલ ભગવાનને અર્પણ ન કરાય .

લાંચરુસ્વત લેવી નહીં અને આપવી પણ નહીં. આપણે કોઇ ખરાબ કામ કર્યું હોય તેમાંથી બચવા કોઇ અધિકારીને પૈસા સામા કરીએ તેને લાંચ કહેવાય. દેવ, તીર્થ, સાધુ અને વેદની નિંદા કરવી નહીં, અને કોઇ કરે તે સાંભળવી પણ નહીં. આપણે જો કોઇ ધર્મમાં માનતા ન હોઇએ તો ન માનવું પણ બીજું કોઇ ધર્મ પાળતું હોય તો તે ધર્મની નિંદા ન કરવી. ઘણા વિધર્મીઓ પણ શ્રીજી મહારાજના અનુયાયી થયા હતા.

ભક્તિનો અને જ્ઞાનનો ડોળ કરનારા અને સ્ત્રી, ધનનો લોભ કરનારા લાલચુઓનો સંગ કરવો નહીં. ભગવાનની ભક્તિ માત્ર આપણા પોતાના કલ્યાણ માટે જ કરવી, બીજાને બતાવવા માટે નહીં. બીજાને બતાવવા ભક્તિ કરે તે ઢોંગી કહેવાય. જાહેર જગ્યાએ મળમૂત્રની અને બીજી ગંદકી કરવી નહીં. રસ્તે જતાં રસ્તામાં કોઇ કચરો નાખવો નહીં. રસ્તામાં કયાંય થૂંકવું પણ નહીં. ધર્મ સંબંધી કોઇ કામ કરવાનું હોય તો તે તરત જ કરવું. એમાં મોડું કરવું નહીં.

પોતે પોતાના વખાણ કદી ન કરવા. ભગવાને આપણને કોઇ આવડત આપી હોય તો તે માટે ભગવાનનો ઉપકાર માનવો, પણ પોતાની બડાઇ ન કરવી. પોતાની આવડત કોઇ સારા કામમાં વપરાય તેવી કોશિશ કરવી. મોટાનું સન્માન કરવું. કોઇ વડીલનું વર્તન આપણને ન ગમે એવું હોય તો પણ તેમની સાથે માનથી બોલવું. બીજા માણસોમાં ઘણા અવગુણ હોય તો પણ તેમના અવગુણ સામે ન જોવું. પણ જો તેમાં કોઇ ગુણ હોય તો તેમાંથી આપણે શીખવું. સભામાં પગ ઉપર પગ ચડાવી કદી બેસવું નહીં. સભામાં બેઠા બેઠા બીજા સાથે વાતો કે રમત ન કરવી.

સૂરજ ઊગે તે પહેલાં જાગવું અને નાહીધોઇ શુદ્ધ આસન ઉપર બેસી ભગવાનની પૂજા કરવી. રાતના વહેલા સૂવાથી સવારે વહેલા ઊઠવામાં તકલીફ નથી પડતી. ભગવાનને ધરાવ્યા વગર કાંઇ પણ જમવું નહીં.

આપણી જરૂરિયાત પ્રમાણે અન્ન અને પૈસાની બચત કરવી. પોતાની કમાણી કરતાં વધારે વાપરવું નહીં. નહીંતર દુખી થવાનો વખત આવે. પોતાની આવક અને જાવકનો હંમેશા હિસાબ રાખવો. પોતાના નોકરચાકરની બરાબર સંભાળ રાખવી. મજૂરને નક્કી કર્યા મુજબ ધન આપવું, તેથી ઓછું નહીં. જમીનની કે પૈસાની લેવડદેવડ કરવાનો પ્રસંગ આવે તો પુત્ર કે મિત્રની સાથે પણ સાક્ષી રાખીને લેખિત કર્યા વિના લેવડદેવડ કરવી નહીં. દેવુ વાળી દીધું હોય તો તે છાનું રાખવું નહીં. ગુરુ, આચાર્ય કે મંદિરનું દેવું કરવું નહીં. પોતાની કમાણીનો દશમો ભાગ ભગવાનને અર્પણ કરવો. દશમો ન બને તો વીસમો ભાગ તો જરૂર આપવો. પોતાની કમાણીમાંથી ભગવાનનો ભાગ ન કાઢીએ તો તે ભગવાનની ચોરી કરી કહેવાય.

ભક્તિ અને સત્સંગ વિના મોટા વિદ્વાનનો પણ મોક્ષ થતો નથી. માટે ભક્તિ અને સત્સંગ હંમેશાં રાખવો. માતા, પિતા અને ગુરુની જીવનભર સેવા કરવી. આપણા માતાપિતાએ ઘણી તકલીફો ભોગવીને આપણને મોટા કર્યા હોય છે. તેમની વૃદ્ધાવસ્થામાં આપણે તેમની માવજત કરવી જોઇએ. બીમારની પણ જીવનભર સેવા કરવી.

### અઘરા શબ્દો:

હિંસા = હત્યા, કોઇને મારવું
માવજત = સેવા-ચાકરી

### સ્વાધ્યાય

શ્રીજી મહારાજે જે કરવાનું કહ્યું છે તે હકારાત્મક વાકયો છે. તે આજ્ઞાઓ છે. શ્રીજી મહારાજે જે ન કરવાનું કહ્યું છે તે નકારાત્મક વાકયો છે. તે નિષેધ છે.

## ઘરકામ

૧. શ્રીજી મહારાજે જે કરવાનું કહ્યું છે અને જે નથી કરવાનું કહ્યું છે તેની જુદી જુદી યાદી બનાવો.

૨. શિક્ષાપત્રીના આધારે નીચે આપેલા વાક્યોમાંથી સાચાં વાક્યો સામે ( √ ) કરો.

૧. જીવજંતુ મારવા વિશે:
- ક. કરડે તો મારી શકાય. ( )
- ખ. મરે નહીં તેનું ધ્યાન રાખવું. ( )
- ગ. આપણને હેરાન કરે તો મારી શકાય. ( )

૨. માણસના ખુન કરવા વિશે:
- ક. પૈસાના ઝઘડામાં મારી શકાય. ( )
- ખ. રાજ્ય મળતું હોય તો મારવામાં વાંધો નહીં. ( )
- ગ. ક્યારેય ન મરાય. ( )

૩. દારૂ પીવા વિશે:
- ક. દવામાં નાંખેલો હોય તો વાપરી શકાય. ( )
- ખ. કોઇ મંદિરની પ્રસાદી હોય તો પી શકાય. ( )
- ગ. ક્યારેય પીવાય નહીં. ( )

૪. માંસ ખાવા વિશે:
- ક. ક્યારેય પણ ખવાય નહીં. ( )
- ખ. બહુ ભૂખ લાગે ત્યારે ખાવામાં વાંધો નહીં. ( )
- ગ. કોઇ દેવતાની પ્રસાદી હોય તો ખવાય. ( )

૫. કેફી પદાર્થો:
- ક. લેવાથી નશો ચડે તેવી વસ્તુઓ. ( )
- ખ. દારૂ અને માંસમાંથી બનતી વસ્તુઓ. ( )
- ગ. લેવાથી નશો ન ચડે તેવી વસ્તુઓ. ( )

૬. ચોરી કરવા વિશે:
- ક. રસ્તામાં પડેલી વસ્તુ લઈએ એ ચોરી ન કહેવાય. ( )
- ખ. બીજા કોઇની વસ્તુ ક્યારેય ન લેવાય. ( )
- ગ. ચોરીના પૈસા મંદિરમાં વાપરી શકાય. ( )

# સ્વામિનારાયણ સંપ્રદાયનાં શાસ્ત્રો

શ્રી સ્વામિનારાયણ ભગવાને શિક્ષાપત્રીમાં આઠ શાસ્ત્રોને મુખ્ય ગણ્યાં છે. (શ્લોક ૯૩, ૯૪, ૯૫). ચાર વેદો, શ્રીમદ્ ભાગવત, ભગવદ્ ગીતા, વ્યાસસૂત્ર, યાજ્ઞવલ્કય સ્મૃતિ, વિષ્ણુ સહસ્રનામ, વિદુરનીતિ, અને વાસુદેવ માહાત્મય. આ આઠ શાસ્ત્રોની કયારેય નિંદા ન કરવી અને કોઇ નિંદા કરતું હોય તો તે નિંદા સાંભળવી પણ નહીં.

ભગવાનને શ્રીમદ્ ભાગવત સૌથી વિશેષ પ્રિય હતું. પ્રાગજી પુરાણી પાસે હમેશાં કથા કરાવતા. ભાગવતના પાંચમા સ્કંધને શ્રીજી મહારાજે યોગશાસ્ત્રની ઉપમા આપી છે. ભગવાનના અક્ષરધામને પામવા રાજાઓ અને ઋષિઓ કેવી રીતે વર્ત્યા હતા તેની વિવિધ કથાઓ પાંચમા સ્કંધમાં આવેલી છે. ભરતજીની પ્રસિદ્ધ કથા આ સ્કંધમાં આવેલી છે. ભાગવતના દસમા સ્કંધને ભગવાને પોતાનું ભક્તિશાસ્ત્ર માન્યું છે. આ સ્કંધમાં ભગવાન શ્રી કૃષ્ણના લીલાચરિત્રોની અનેક કથાઓ આવેલી છે, જે સાંભળવાથી આપણે પવિત્ર બનીએ છીએ અને આપણી ભક્તિ વધે છે. શ્રી કૃષ્ણ ભગવાન સ્વધામ પધાર્યા ત્યાં સુધીની કથા ભાગવતમાં આવે છે.

શ્રીજી મહારાજ વાસુદેવ માહાત્મ્યની કથા પણ ઘણી વખત કરાવતા. સમુદ્રમંથનની કથા તથા સમુદ્રમાંથી પ્રગટ થયેલાં લક્ષ્મીજીના લગ્ન ભગવાન સાથે થયાં તેની સુંદર કથાઓ વાસુદેવ માહાત્મ્યમાં આવેલી છે. ભગવાનની ભક્તિ કેવી રીતે કરવી જોઇએ તેનું વિસ્તારપૂર્વક વર્ણન અને ઉપાસના માત્ર એક ભગવાનની જ કરાય તે વાત આ ગ્રંથમાં કરેલ છે.

કૌરવો અને પાંડવોના ઇતિહાસની કથા એ મહાભારત. મહાભારતની લડાઇ વખતે શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને જે ઉપદેશ આપ્યો હતો તે જ ભગવદ્ ગીતા. મનુષ્યોના કલ્યાણનો માર્ગ ગીતાજીમાં બતાવ્યો છે. ભક્તિમાતાને મૃત્યુ સમયે ઘનશ્યામ મહારાજે આપેલા ઉપદેશને હરિગીતા કહીએ છીએ. જુદા જુદા સમયે કહેવાયેલી આ બન્ને ગીતાના જ્ઞાનમાં કોઇ ફરક નથી કેમકે જ્ઞાન આપનાર તો સર્વોપરી સર્વાવતારી ભગવાન એક જ છે. વિષ્ણુસહસ્રનામ અને વિદુરનીતિ પણ મહાભારતના જ ભાગ છે.

આ આઠ શાસ્ત્રો ઉપરાંત શ્રી સ્વામિનારાયણ ભગવાને આપણા સૌના કલ્યાણ માટે આપણને શિક્ષાપત્રી લખી આપી છે. શ્રીમદ્ ભાગવત અને ભગવદ્ગીતાનો સાર ભગવાને શિક્ષાપત્રીમાં લખ્યો છે. આજના યુગમાં મોટાં અને અઘરાં શાસ્ત્રો કદાચ વાંચી ન શકાય, પણ ૨૧૨ શ્લોકની આ શિક્ષાપત્રી તો સહેલાઇથી વાંચી શકાય. મોક્ષ પામવા ઈચ્છતા દરેક માણસે કેવી રીતે વર્તવું જોઇએ એની આજ્ઞાઓ શિક્ષાપત્રીમાં કરી છે. શિક્ષાપત્રીમાં ભગવાને ચોખ્ખું કહ્યું છે કે આ આજ્ઞાઓ નહીં માને તેમનું કલ્યાણ નહીં થાય અને તેમને આ લોકમાં પણ ખૂબ દુઃખ પડશે. માટે શિક્ષાપત્રીનું હમેશાં વાંચન કરવું અને ભગવાની બધી આજ્ઞાઓ પાળવી.

શિક્ષાપત્રીના ૨૦૩મા શ્લોકમાં ભગવાને કહ્યું છે કે અમે આ શિક્ષાપત્રી ટૂંકાણથી લખી છે. પણ તેનો વિસ્તાર સંપ્રદાયના બીજાં શાસ્ત્રોથી જાણવો. તો સંપ્રદાયના બીજા ગ્રંથો કયા? જે ગ્રંથો શ્રીજી મહારાજની રજા અને આજ્ઞાથી લખાયા હોય તેવા ગ્રંથો સંપ્રદાયના ગ્રંથો કહેવાય.

શ્રીજી મહારાજ ગઢડા, વડતાલ, સારંગપુર, અમદાવાદ વગેરે ગામોમાં ઘણી વાર કથાઓ કરતા. કથામાં ભગવાન સત્સંગીઓનું કલ્યાણ કઈ રીતે થાય તે સમજાવતા. સંતો અને હરિભક્તો ભગવાનને સવાલ પૂછી પોતાનું અજ્ઞાન દૂર કરતા. આપણા વિદ્વાન સંતોએ આ કથાઓમાંથી થોડી કથાઓનો સંગ્રહ કરીને એક ગ્રંથ બનાવ્યો છે. આ ગ્રંથનું નામ વચનામૃત. ભગવાનના અમૃત જેવા મીઠાં વચનોનો સંગ્રહ એટલે 'વચનામૃત.'

શ્રીજી મહારાજે શ્રી શતાનંદ સ્વામીને પોતાના સ્વરૂપનું જ્ઞાન આપીને 'સત્સંગી જીવન' શાસ્ત્ર લખવાની આજ્ઞા કરી હતી. શ્રી હરિની દયાથી શતાનંદ સ્વામીને ભુતકાળનું બધું જ્ઞાન થયું હતું એટલે શ્રી ઘનશ્યામ મહારાજના પ્રાગટ્યથી માંડીને ભગવાન સ્વધામ પધાર્યા ત્યાં સુધીની બધી કથાઓ સત્સંગી જીવનમાં વર્ણવેલી છે. ઘનશ્યામ મહારાજે કરેલા બાળચરિત્રોનું આબેહૂબ વર્ણન

સ્વામીએ આ ગ્રંથમાં કરેલ છે. જ્યાં શ્રીમદ્ ભાગવત પુરું થાય છે ત્યાંથી જ સત્સંગી જીવનની શરૂઆત થાય છે.

શ્રી સ્વામિનારાયણ ભગવાને શિક્ષાપત્રી લખી, ત્યારબાદ શતાનંદ સ્વામીએ શિક્ષાપત્રી ભાષ્ય તૈયાર કર્યું, જેમાં શિક્ષાપત્રીના દરેક શ્લોક વિસ્તારથી અને વિગતથી સમજાવેલ છે. બીજા અનેક શાસ્ત્રોના દાખલા આપીને દરેક શ્લોક સમજાવેલ છે.

સત્સંગી જીવન ઉપરાંત શ્રી વાસુદેવાનંદ સ્વામીએ લખેલ 'સત્સંગી ભૂષણ' તથા શ્રી નિષ્કુળાનંદ સ્વામીએ લખેલ નિષ્કુળાનંદ કાવ્ય પણ આપણા સંપ્રદાયમાં બહુ જાણીતાં છે. આ બન્ને ગ્રંથોમાં પણ શ્રી હરિના ચરિત્રો વર્ણવેલાં છે. શ્રી ભુમાનંદ સ્વામી તથા શ્રી મુકતાનંદ સ્વામીએ પણ શ્રી હરિની લીલાઓના ગ્રંથો લખેલા છે.

શ્રી સ્વામિનારાયણ ભગવાનની આજ્ઞાથી શ્રી નિષ્કુળાનંદ સ્વામીએ લખેલ યમદંડ એ આપણા સંપ્રદાયનો સૌ પ્રથમ ગ્રંથ છે. ત્યાર પછી શ્રીજી મહારાજની આજ્ઞાથી નિષ્કુળાનંદ સ્વામીએ પુરુષોતમ પ્રકાશ, ભક્તચિંતામણી, ભક્તિનિધી, હૃદયપ્રકાશ, ધીરજાખ્યાન વગેરે અનેક ગ્રંથો બનાવ્યા, જેનો સંગ્રહ આપણા સત્સંગમાં નિષ્કુળાનંદ કાવ્ય તરીકે ઓળખાય છે.

આ ઉપરાંત આપણા સંતોએ શ્રીજી મહારાજના રાજીપા માટે અનેક કીર્તનો બનાવ્યાં છે. આ કીર્તનોના ગ્રંથો પણ સંપ્રદાયના ગ્રંથ કહી શકાય.

શ્રી સ્વામિનારાયણ ભગવાનના અક્ષરધામ પધાર્યા બાદ સત્સંગના ગ્રંથોને માન્યતા આપવાનો હક્ક ધર્મવંશી આચાર્ય મહારાજશ્રીઓને હોય છે. એટલા માટે જ આપણા સંપ્રદાયમાં જે પુસ્તકો બહાર પડે છે તેમાં આચાર્ય મહારાજશ્રીનો આજ્ઞાપત્ર હોય છે. તેમની રજા કે આજ્ઞા વગર બનેલા પુસ્તકોને સંપ્રદાયના ગ્રંથો ન ગણી શકાય.

આપણે આપણા સંપ્રદાયની મર્યાદામાં રહીને બનેલા જ શાસ્ત્રો વાંચવાં જોઈએ.

**અઘરા શબ્દો:**

| | | | | | |
|---|---|---|---|---|---|
| વિસ્તાર | = લંબાણથી | | નિત્ય | = | હમેશાં |
| સ્કંધ | = ભાગ, અધ્યાય | | અજ્ઞાન | = | Ignorance |
| સંગ્રહ | = ભેગું કરવું | | અમૃત | = | Nectar |
| રચવું | = બનાવવું | | | | |
| આબેહૂબ | = જેમ હોય તેમ, સચોટ | | | | |
| આજ્ઞાપત્ર | = કામ કરવાની રજા આપતો કાગળ | | | | |
| રાજીપો | = રાજી કરવા માટેનો ઉપાય | | | | |

## ઘરકામ

નીચેના નિબંધમાંથી વ્યાકરણ અને જોડણીની ભૂલો સુધારીને ફરીથી લખો.

મારું નામ અુપેસ છે. હું પંદર વરસનો અુમર છુ મારા આંખ અને વાળ બે કારા છે. મારા ઘરમાં હું, મારા માતાપીતા ને મારા બે મોતી બહેનું રે છે. મારા માતાપીતા બેની પિસ્તાલીસ વરસની ઉમર છે. મારો બહેનનું નામ સંગીતા ને એની અુમર ચે વીસ વરસ. મારી બીજી બહેનની નામ છે રશ્મી. એકવીસ વરસની અુમર છે.

મારો પિતા સુતારનો કામ કરે છે ને મારા માતા શારામ કામ કરે છે. મને એક અથવાડીયએમ ત્રણ પાઉડ ખિસ્સા ખર્ચના પૈસા મળે. એના સાથે હું સંગીત સીદી ને વાંચવાની ચોપડીયું લેવું મારી પાસે બઉ મીત્રઓ છે. અમે એકબીજાને શારાન ઘરકામ મા મદદ કરી. ને રજામ ભેગ થાય ને અમ એક બીજાના ઘરે કે ચલચિત્ર જોવા જઇ.

મારા કાકા અને બે મારા મામા ને તેના કુતુંબો મારા ઘરથી નજીક રહે. મારા મામા મામી ને એની ત્રણ છોકરીયું છે.

**કોલમ (૧)માં કથાના પ્રસંગો છે અને કોલમ (૨)માં શાસ્ત્રોનાં નામ છે. કઈ કથાના પ્રસંગો કયા શાસ્ત્રમાં આવે છે તે જણાવો.**

| | કોલમ ૧ | | કોલમ ૨ |
|---|---|---|---|
| ૧ | શ્રી કૃષ્ણ ભગવાનનાં બાળચરિત્રો | ૧ | સત્સંગીજીવન |
| ૨ | લક્ષ્મીજી અને નારાયણ ભગવાનનાં લગ્ન. | ૨ | મહાભારત |
| ૩ | શ્રી સ્વામિનારાયણ ભગવાનનું જીવન ચરિત્ર. | ૩ | વચનામૃત |
| ૪ | શ્રી સ્વામિનારાયણ ભગવાને આપેલો ઉપદેશ. | ૪ | વાસુદેવ માહાત્મ્ય |
| ૫ | પાંડવ અને કૌરવોની કથા. | ૫ | હરિગીતા |
| ૬ | શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને આપેલો ઉપદેશ | ૬ | શિક્ષાપત્રી |
| ૭ | શ્રી સ્વામિનારાયણ ભગવાને કરેલી આજ્ઞાઓ. | ૭ | શ્રીમદ્ ભાગવત |
| ૮ | શ્રી સ્વામિનારાયણ ભગવાને ભક્તિમાતાને અંત સમયે આપેલું જ્ઞાન. | ૮ | ભગવદ્ ગીતા |
| | | ૯ | રામાયણ |
| | | ૧૦ | યમદંડ |

## બ્રિટનમાં દાંતના વધુ ડોક્ટરોની જરૂરિયાત

બ્રિટનમાં દાંતના ડોક્ટરોની સંખ્યા પૂરતી નથી તેથી ગંભીર સ્થિતિ ઊભી થઈ છે. ખાસ કરીને ઉત્તર ઇન્ગ્લેંડમાં ડોક્ટરો બહુ ઓછા છે.

સરકારના આરોગ્યખાતાએ વધુ ડોક્ટરો લેવાની જાહેરાત આ દેશમાં અને બીજા દેશોમાં પણ કરી છે. આથી છેલ્લા પાંચ વરસમાં બ્રિટનમાં બે હજાર દાંતના ડોક્ટરો વધ્યા છે. તેમ છતાં સરકારી સારવાર નીચે પૂરતા ડોક્ટરો મળી શકતા નથી કારણ કે તેઓ ખાનગી દવાખાનામાં કામ કરવાનું વધારે પસંદ કરે છે. ત્યાં તેઓ વધારે પૈસા કમાઈ શકે છે.

ઘણા વિદ્યાર્થીઓને દાંતના ડોક્ટર બનવાનો શોખ હોય છે પણ તેઓને ભણતર અઘરું અને લાંબુ લાગે છે.

After reading this article, answer the following questions in English.

1. What is the emergency about?
2. Which area are they particularly worried about?
3. What step has the health department taken?
4. What effect has this had?
5. Why is there still a problem?
6. Why don’t more students study dentistry?

# અકબર અને બિરબલ

જૂના જમાનામાં ભારતમાં અકબર નામનો એક મુસલમાન રાજા હતો. તેનો બિરબલ નામે એક હિંદુ પ્રધાન હતો. બિરબલ બહુ જ હોશિયાર અને ચતુર હતો. બહુ જ કઠણ સવાલના જવાબ પણ સહેલાઈથી આપી શકતો. અકબરને કોઈ પ્રશ્ન મૂંઝવે એટલે બિરબલ પાસે તેનો જવાબ માંગે. અને બિરબલ જવાબ શોધી પણ આપે.

એક વખત અકબર અને બિરબલ બગીચામાં ફરતા હતા તેવામાં અકબરના મનમાં સવાલ થયો. હું આખા હિંદુસ્તાનનો રાજા અને ઈન્દ્ર સ્વર્ગનો રાજા. પણ મોટું કોણ? પોતાના મનમાં સમાધાન ન થયું એટલે અકબરે બિરબલને જવાબ આપવા કહ્યું. બિરબલના મનમાં વિચાર થયો કે જો હું સાચું કહીશ કે ઈન્દ્ર મોટો તો અકબરને માઠું લાગશે. અને અકબરને રાજી રાખવા ખોટો જવાબ આપીશ તો અકબર તરત જ સાબિતી માગશે. શું જવાબ આપવો તેનો વિચાર કરતો હતો ત્યાં અકબરે ફરીથી સવાલ કર્યો અને જલદી જવાબ આપવા કહ્યું.

બિરબલે થોડી વાર વિચાર કરીને કહ્યું, "બાદશાહ, ઈન્દ્ર કરતાં તમે મોટા છો." પોતાના વખાણ સાંભળીને કોણ રાજી ન થાય? અકબર પણ મનમાં રાજી તો થયો પણ શંકા તો રહી જ ગઇ. તરત જ બિરબલને પૂછયું, "તું મને ઈન્દ્ર કરતાં મોટો કઇ રીતે કહે છે તે સમજાવ."

બિરબલે જવાબ વિચારી જ રાખ્યો હતો એટલે તરત જ જવાબ આપ્યો, "બ્રહ્માએ આ દુનિયા બનાવી ત્યારે બે પૂતળાં બનાવ્યાં હતાં, એક તમારું અને એક ઈન્દ્રનું. બન્ને પૂતળાંને ત્રાજવાનાં બે પલ્લામાં મૂક્યાં. તમે મોટા અને વજનમાં ભારે એટલે તમારું પલ્લું નીચું ગયું. ઈન્દ્ર નાના અને હલકા એટલે તેમનું પલ્લું ઊંચું ગયું. એ કારણે બ્રહ્માએ તમને પૃથ્વીનું રાજ્ય આપ્યું અને ઈન્દ્રને સ્વર્ગનું રાજ્ય આપ્યું."

બિરબલની આવી ચતુરાઈથી તે અકબરનો ખૂબ માનીતો બની ગયો હતો. આ જોઇને દરબારના બીજા મંત્રીઓ ઈર્ષ્યાથી બળવા લાગ્યા અને બિરબલને પાડી નાખવા અનેક કોશિશો કરતા. અકબર દ્વારા અનેક અટપટા સવાલ પૂછાવતા. પણ દરેક વખતે બિરબલ સવાલના સંતોષકારક જવાબ આપી અકબરને વધુ રાજી કરતો.

એક વખત દરબારના મંત્રીઓએ અકબર બાદશાહને પૂછયું, "જહાપના, માણસના આખા શરીરે વાળ છે પણ હાથની હથેળીમાં કેમ એક પણ વાળ નથી?" આવો વિચાર તો કોઇ કરે જ નહીં, પણ દરબારીઓને તો બિરબલને ઉતારી પાડવો હતો એટલે જ આવો વિચિત્ર સવાલ પૂછયો હતો. અકબરને આ સવાલનો કોઇ જવાબ સૂઝયો નહીં. દરબારીઓને ખાતરી હતી કે આ સવાલનો જવાબ બિરબલ નહીં આપી શકે એટલે એમણે જ અકબરને સલાહ આપી કે આ સવાલનો જવાબ બિરબલને પૂછી જૂઓ.

બીજા દિવસે ભરાયેલા દરબારમાં અકબરે બિરબલને સવાલ પૂછયો, "બિરબલ, આખા શરીરની જેમ મારી હથેળીમાં વાળ કેમ નથી?" બિરબલ તો હાજરજવાબી! તરત જ જવાબ આપ્યો, "બાદશાહ, આજે કેટલાય વરસોથી તમે ખૂલ્લે હાથેથી દાન આપો છો એટલે આપની હથેળીના વાળ ઘસાઈ ગયા છે."

અકબર તો આ જવાબથી રાજી થયો. પણ ઈર્ષાળુ દરબારીઓને તો બિરબલને નીચો પાડવો હતો એટલે તરત જ બીજો સવાલ પૂછયો, "બિરબલ, તો પછી તમારા હાથમાં કેમ વાળ નથી? તમે પણ બાદશાહ જેવા જ દાનવીર છો?" બિરબલે જવાબ આપ્યો, "અકબર બાદશાહ જે દાન આપે છે તે દાન હું વરસોથી સ્વીકારું છું એટલે મારી હથેળીના વાળ પણ ઘસાઈ ગયા છે." આ જવાબ સાંભળી અકબર વધારે રાજી થયો પણ મનમાં એક બીજો સવાલ ઊઠયો અને તે સવાલ બિરબલને પૂછયો, "બિરબલ, હું દાન આપું છું અને તું દાન લે છે એટલે આપણા બન્નેની હથેળીના વાળ ઘસાઈ ગયા છે તે તો સમજાણું પણ આ દરબારીઓની હથેળીમાં વાળ કેમ નથી? તેઓ તો નથી દાન આપતા કે નથી દાન લેતા."

બિરબલ કહે, "જહાંપના, તમે દાન આપો છો અને હું દાન લઉં છું એ જોઇને આ બધા લોકો ઈર્ષ્યાથી હાથ ઘસે છે એટલે તેમની હથેળીમાંથી વાળ ઘસાઈ ગયા છે." આ જવાબ સાંભળી બધા દરબારીઓનાં માથાં શરમથી નમી ગયાં અને અકબર બાદશાહ ખૂબ જ રાજી થયા.

નીચે આપેલા વાક્યોમાંથી સાચાં વાક્યો સામે ( √ ) કરો.

૧. અકબર પાકિસ્તાનનો રાજા હતો. ( )
૨. બિરબલ મુસલમાન હતો. ( )
૩. બિરબલ અકબરનો મંત્રી હતો. ( )
૪. બિરબલ બીજા બધા મંત્રીઓ કરતાં હોશિયાર હતો. ( )
૫. બિરબલ બધા સવાલોના જવાબ આપી શકતો. ( )
૬. બિરબલ બહુ દાનવીર હતો. ( )
૭. બીજા મંત્રીઓ બિરબલની બહુ ઈર્ષ્યા કરતા. ( )
૮. બિરબલના જવાબથી અકબર બહુ રાજી થયો. ( )
૯. બિરબલના જવાબથી બધા મંત્રીઓ પણ રાજી થયા. ( )

## ઘરકામ

**નીચેનો પત્ર વાંચીને તેની નીચે આપેલા સવાલોના જવાબ આપો.**

**૨૩, હાઇ રોડ**
**હાર્લેસ્ડન, લંડન**
**તા.૭-૮-૦૬**

પ્રિય મિત્ર મહેશ,
જય શ્રી સ્વામિનારાયણ.

હું અહીં મજામાં છું. આશા છે કે તું પણ ત્યાં મજામાં હોઇશ. લંડન આવીને હું તને તરત પત્ર નથી લખી શકયો કારણ કે હું મારી નવી કોલેજમાં રહેવાની વ્યવસ્થા કરવામાં બહું વ્યસ્ત હતો. હવેથી સમયસર પત્ર લખતો રહીશ.

મને અહીં નવી કોલેજમાં હજી ફાવતું નથી. બધું નવું નવું લાગેછે. હજી સુધી કોઇ નવા મિત્રો પણ થયા નથી, એટલે એકલા ફરવા અને દોડવા જવાની મજા પણ આવતી નથી. કોઇ સારા મિત્રો મળી જાય પછીથી કસરત કરવાનું શરૂ કરીશ.

તને તારી કોલેજમાં ફાવી ગયું કે નહીં તે જરૂર લખજે. ખાસ કરીને તારી ક્રિકેટની પ્રવૃતિ વિશે જરૂર લખજે. મને ખબર છે કે તને ક્રિકેટનો ભારે શોખ છે.

તારા માતા-પિતાને મારા જય શ્રી સ્વામિનારાયણ કહેજે. હું નાતાલની રજાઓમાં માન્ચેસ્ટર પાછો આવીશ. આ બે અઠવાડિયાની રજાઓમાં જુની યાદો તાજી કરીશું.
લિ. તારા મિત્ર પરેશના જય શ્રી સ્વામિનારાયણ વાંચજે.

૧. પરેશે તરત કાગળ કેમ નહોતો લખ્યો?
૨. પરેશના બે શોખ જણાવો.
૩. મહેશને શાનો શોખ છે.?
૪. પરેશને કોલેજમાં કેમ ગમતું નથી?
૫. મહેશ કયાં રહે છે?
૬. પરેશ મહેશને મળવા ક્યારે જવાનો છે?
૭. પરેશ મહેશને મળવા ક્યાં જવાનો છે?

# રક્ષાબંધન

શ્રાવણ સુદ પુનમનો દિવસ હતો. એટલે કે આજે રક્ષાબંધનનો દિવસ હતો. આજે દુનિયાભરની બહેનો પોતાના ભાઈઓને રાખડી બાંધે છે. નાનાંમોટાં સૌના ચહેરા ઉપર આજે આનંદ હતો.

નાનો રમેશ સવારના વહેલો ઊઠીને તૈયાર થઈ ને માને પૂછતો હતો, "મને રાખડી કોણ બાંધશે?" મા એને સમજાવતી હતી કે રાખડી બહેન બાંધે. તારે બહેન નથી. આ સાંભળીને રમેશને બહુ દુ:ખ થયું. બધા છોકરાઓને એમની બહેનો રાખડી બાંધે અને એને રાખડી બાંધનાર કોઈ નહીં. દુ:ખથી તે રડી પડયો, "મારે રાખડી બંધાવવી છે. . . મારી બહેન કેમ નથી?"

ત્યાં બાજુના ઘરમાંથી પૂજાની થાળી લઇ રમીલા દાખલ થઇ, "માસી, રમેશ કેમ રડે છે? આજે રડાતું હશે રમેશ?" રમેશ માના ખોળામાંથી ઊઠી આંખ લૂછતો લૂછતો રમીલા પાસે આવ્યો. રમીલાએ સુંદર કપડાં પહેર્યા હતાં, માથામાં વેણી નાખી હતી. એની થાડીમાં બે રાખડીઓ અને થોડીક મીઠાઇઓ દેખાતી હતી. લલીતામાસી કહે, "જોને રમીલા, સવારથી ઊઠયો છે ત્યારનો રાખડી બંધાવવાની હઠ લઈ ને બેઠો છે. હવે તું જ એને કાંઇક સમજાવ."

રમીલા કહે, "માસી, એમાં શું સમજાવવાનું હોય! એને રાખડી બાંધવી હોય તો આજથી હું તેની બહેન! આજે અને હવેથી દર વરસે હું એને રાખડી બાંધીશ. બોલ રમેશ, મંજુર છે? પણ યાદ રાખજે બહેનને ભેટ પણ આપવી પડશે."

રમેશ તો રાજીનો રેડ થઈ ગયો. તેને દર વરસે અફસોસ થતો કે નિશાળે બીજા બધા છોકરાઓ કાંડા ઉપર રાખડી બાંધીને આવે. પોતાની કોઇ બહેન નહીં એટલે એને કોઈ રાખડી ન બાંધે. પણ હવે તો પોતાને રાખડી બાંધવાવાળી બહેન મળી ગઈ એટલે આનંદમાં આવી ગયો.

રમીલાએ રમેશને બાજુમાં બોલાવ્યો. તેના કપાળમાં કંકુનો ચાંદલો કર્યો, જમણા કાંડામાં રાખડી બાંધી અને બરફીનો એક મોટો ટુકડો રમેશના મોઢામાં આપ્યો. લલીતાબહેન રમેશને કાંઈક કહેવા ગયાં પણ તેઓ કાંઈ કહે તે પહેલાં તો રમેશ સીધો પોતાના ઓરડામાં દોડી ગયો. લલીતાબહેન રમેશને બોલાવતાં રહી ગયાં. પાછો આવ્યો ત્યારે તેની મુઠ્ઠી બંધ હતી. આવીને રમીલાની હથેળીમાં પોતાની મુઠ્ઠી ખોલી. તેમાંથી પાંચ પાઉન્ડની નોટ નીકળી. રમેશ કહેવા લાગ્યો, "બહેન, આજે તો મારી પાસે આટલું જ છે પણ હું જ્યારે મોટો થઈશ ત્યારે હું વધુ આપીશ." આ જોઈને રમીલા અને લલીતાબહેન આભા જ બની ગયાં. રમીલા બોલી, "ભાઈ, રમેશ, તેં આપ્યું તે ઘણું છે. પ્રેમથી થોડુંક આપે, તેની કિંમત પ્રેમ વગર ઘણું આપે તેના કરતાં વધુ છે." થોડી વાર રહીને લલીતાબહેન બોલ્યાં, "રમેશ, આ રાખડીના બંધનથી રમીલા આજથી તારી બહેન બની છે. અને બહેનને માત્ર ભેટ જ ન આપવાની હોય. આજથી રમીલાની સારસંભાળ લેવાની અને તેની રક્ષા કરવાની જવાબદારી પણ તારા ઉપર છે. બહેનની બધી તકલીફો દુર કરવાની જવાબદારી તારી થાય છે. આ વાત યાદ રાખજે."

જતાં જતાં રમીલા રમેશનો હાથ ખેંચતી ગઈ અને લલીતાબહેનને કહેતી ગઈ, "માસી રમેશ આજે મારે ઘેર જમશે." પોતાના ઘેર જઈ રમીલાએ તેના બે ભાઇઓ મહેશ અને વિજયને પણ રાખડીઓ બાંધી. બે ભાઈઓએ ભેગા મળીને રમીલાને એક સુંદર લાલ રંગની સાડી ભેટ આપી, જે રમીલાને બહુ ગમી.

બપોરે રમીલા, રમેશ, મહેશ અને વિજય સાથે જમવા બેઠાં. જમતાં જમતાં રમીલાએ તેના પિતાજીને પૂછયું, 'બાપુજી, આજે બધી બહેનો પોતાના ભાઇઓને રાખડી બાંધે એટલે આજના દિવસને રક્ષાબંધન કહેવાય તે તો સમજ્યા, પણ આજના દિવસને નારિયેળી પૂનમ કેમ કહેવાતો હશે?'

પિતાજીએ જવાબ આપ્યો, 'જૂના જમાનામાં દેશ પરદેશનો વેપાર દરિયામાર્ગે વધારે થતો. આજના દિવસે વેપારીઓ વહાણમાં માલ ભરી પરદેશ મોકલવાની શરૂઆત કરતા. આ શુભ કામની

શરૂઆતમાં નારિયેળ ફોડી વેપારીઓ દરિયાનું પૂજન કરતા તેથી આજના દિવસને નારિયેળી પૂનમ પણ કહેવાય છે. અને તમને બીજી ખબર છે? આજે પણ કોઇ પણ શુભ કામની શરૂઆતમાં નારિયેળ ફોડાય છે?'

વિજયે તરત જ જવાબ આપ્યો, 'હા, પિતાજી. લગ્ન પતી ગયા પછી દીકરીને સાસરે મોકલતી વખતે ગાડીના પૈડા નીચે નારિયેળ ફોડે છે. અમે દરેક લગ્ન વખતે આ જોઈએ છીએ.

નાના મહેશે પૂછયું, "તો આપણા યજ્ઞોમાં આચાર્ય મહારાજશ્રી નારિયેળ કેમ બાળે છે?"

વચ્ચે જ રમીલા બોલી, 'કેવો ગાંડા જેવો સવાલ કરે છે?'

પણ પિતાજી શાંતિથી સમજાવતાં બોલ્યા, 'બેટા, મહારાજશ્રી નારિયેળ બાળે છે તેમ ન કહેવાય. તેઓ યજ્ઞમાં કુંડની આગમાં નારિયેળ હોમે છે. યજ્ઞ સારી રીતે પૂરો થયો એટલે યજ્ઞમાં નારિયેળ હોમી ભગવાનને પ્રાર્થના કરે છે. લાખો વરસોથી આપણા દરેક યજ્ઞની સમાપ્તિ આવી રીતે જ થતી આવી છે.'

રમેશે રમીલાના પિતાજીને પૂછયું, 'કાકા, મારા વર્ગમાં ભણતા અક્ષયના પિતાજી અને કાકા દર વરસે આજના દિવસે જનોઇ બદલાવે છે. એમ કેમ?'

'બેટા, આપણે જેમ કંઠી પહેરીએ તેમ બ્રાહ્મણો હમેશાં જનોઇ પહેરે અને શાસ્ત્રો પ્રમાણે જનોઇ દર વર્ષે બદલાવવાની હોય. બધા બ્રાહ્મણો આ દિવસે પોતાની જનોઇ બદલાવે છે. જમી રહ્યા પછી રમેશ પોતાને ઘેર ગયો. તેને આજે બહુ આનંદ હતો કેમકે એક તો રાખડી બાંધવા રમીલા જેવી બહેન મળી અને ઉપરથી રમીલાના પિતાજી પાસેથી રક્ષાબંધના દિવસ વિશે ઘણું બધું જાણવાનું મળ્યું.

**અઘરા શબ્દો :**

| | | |
|---|---|---|
| શ્રાવણ | = | હિંદુ કેલેન્ડરનો દસમો મહિનો |
| સુદ | = | અજવાળીયાંના દિવસો, શુકલ પક્ષ, ચંદ્ર મોટો થતો હોય તેવા દિવસો |
| વર્ગ | = | નિશાળનો કલાસ |

## સ્વાધ્યાય

૧. રમેશને રાખડી કોણે બાંધી?
૨. શ્રાવણી પૂનમને નારિયેળી પૂનમ કેમ કહેવામાં આવે છે?
૩. રમીલાને શું શું ભેટ મળી?
૪. રક્ષાબંધનના દિવસે કોણ જનોઈ બદલે છે?

વરસ અને વર્ષ બે રીતે લખી શકાય છે.
ચંદ્ર, ચાંદ, ચાંદો, ચંદ્રમા, શશી આ બધા શબ્દોનો એક જ અર્થ થાય છે.

# અરજીપત્રક (APPLICATION)

આપણે પરદેશ ફરવા જવું હોય તો વિઝા લેવા પડે છે. વિઝા લેવા માટે અરજીપત્રક ભરવું પડે. તમે એક મહિના માટે ભારત ફરવા જવાના છો. તે માટે નીચેનું અરજીપત્રક ભરો.

**વિઝા અરજીપત્રક**

પૂરું નામ : ____________________

જન્મતારીખ : ____________________

જન્મસ્થળ : ____________________

ધંધો : ____________________

નાગરિકતા : ____________________

ઘરનું સરનામું : ____________________
____________________
____________________

જવાનું કારણ : ____________________

પહોચવાનું સ્થળ : ____________________

કેટલો સમય રહેવાના છો : ____________________

ઉપડવાની તારીખ : ____________________

પાછા આવવાની તારીખ : ____________________

આપત્તકાળમાં સંપર્ક : ____________________

**જન્મતારીખ લખતી વખતે પહેલાં તારીખ, પછી મહિનો અને છેલ્લે વરસ લખવું.**
**દા.ત. ૨૧મી જાન્યુઆરી ૧૯૭૨, અથવા ૨૧-૧-૧૯૭૨.**
**જન્મસ્થળ એટલે જે શહેરમાં આપણો જન્મ થયો હોય તે શહેર. હોસ્પિટાલ નહીં.**

# સંત મહાત્મય

શ્રીજી મહારાજ જ્યારે અક્ષરધામથી પૃથ્વી પર પધાર્યા ત્યારે અનેક મુક્તોને પોતાની સાથે લાવ્યા હતા. સર્વાવતારી શ્રી સ્વામિનારાયણ ભગવાને આ ધરતી ઉપર અવતાર ધારણ કરી અક્ષરધામમાં જવાનો સહેલો અને સરળ રસ્તો આપણને બતાવ્યો. સંતોએ જ્ઞાન-ઉપદેશથી અજ્ઞાન અને વહેમમાં ફસાયેલા માણસોને સાચો અને ધાર્મિક રસ્તો બતાવી તેમનાં જીવન સુધાર્યા, જે કામ આજે પણ આપણા સંતો કરી રહ્યા છે. ગઢડામાં સ્થાયી થયા બાદ શ્રીજી મહારાજે સૌ સંતોને આજ્ઞા કરી કે તમે ગામોગામ ફરો અને સત્સંગનો પ્રચાર કરો.

આમ ફરતાં ફરતાં વ્યાપકાનંદ સ્વામી એક દિવસ ગોંડલ પધાર્યા. ગોંડલના એક બ્રાહ્મણ હરિભક્તે વ્યાપકાનંદ સ્વામી અને સાથે પધારેલા સંતોને ભોજનનું આમંત્રણ આપ્યું હતું.

જે દિવસે સંતો બ્રાહ્મણને ઘરે જમવા જવાના હતા તે જ દિવસે સવારના તે બ્રાહ્મણના એકના એક દીકરાનું મૃત્યુ થયું. બ્રાહ્મણને થયું કે આ વાતની જો ગામમાં ખબર પડશે તો સંતો તેને ત્યાં જમવા નહીં આવે અને પોતાના હાથમાંથી આવો સારો મોકો નીકળી જશે. આમ વિચારી બ્રાહ્મણે પોતાના દીકરાનું શબ ઘરના મેડા(Attic) માં સંતાડી દીધું .

બપોરે સંતો જમવા પધાર્યા. બ્રાહ્મણે પોતાનું દુ:ખ સંતાડીને સંતોને ભાવભરીને જમાડયા. જમી રહ્યા પછી વ્યાપકાનંદ સ્વામીએ બ્રાહ્મણને પૂછયું, ભાઈ, 'તમારો દિકરો નથી દેખાતો?' જવાબમાં બ્રાહ્મણે મૌન સેવ્યું. સ્વામીએ ભાર દઈ ને ફરીથી પૂછયું. બ્રાહ્મણથી હવે ન રહેવાયું, તેની આંખમાં આંસુ આવી ગયાં. બ્રાહ્મણે સ્વામીને બધી વાત કરી, અને માફી માગતાં કહ્યું, 'તમને જમાડવાના લોભમાં મારાથી અપરાધ થયો છે તે બદલ માફ કરશો.' વ્યાપકાનંદ સ્વામીએ ત્યાંથી જ બ્રાહ્મણના દીકરાને બોલાવ્યો. સ્વામીના શબ્દોમાં શ્રી હરિની દયાનો સંચાર થયો. અને બ્રાહ્મણનો દિકરો મેડા ઉપરથી કુદકો મારી સ્વામી પાસે હાજર થયો. બ્રાહ્મણ તો આ ચમત્કાર જોઇ ગદ્‌ગદ્‌ થઇ સ્વામીના ચરણોમાં ઢળી પડયો.

આવી તો શક્તિ શ્રી હરિના સંતોમાં હતી.

એક દિવસ શ્રીજી મહારાજે મુક્તાનંદ સ્વામીને પૂછયું, "સ્વામી, તમારામાં ઐશ્વર્ય કેટલું?" મુક્તાનંદ સ્વામી કહે, 'કેમ પૂછવું પડયું મહારાજ?' શ્રી હરિ કહે, "અમસ્તું જ." મુક્તાનંદ સ્વામીએ જવાબ આપ્યો, 'મહારાજ, અમારે કોઈ પાપી જીવનું કલ્યાણ કરવું હોય અને એ જીવને અક્ષરધામમાં મોકલવો હોય તો અમે એ જીવનું બાવડું પકડીને ઘા કરીએ તો તે જીવ સીધો અક્ષરધામમાં પહોંચે. એ જીવને અક્ષરધામમાં જતાં કોઇ રોકી ન શકે. આપ પણ નહીં.'

ભગવાનના સંતોમાં આટલું તો ઐશ્વર્ય હતું!

પણ ભગવાને પોતે શિક્ષાપત્રીમાં આજ્ઞા કરી છે કે (શ્લોક ૧૧૫ ) ભગવાન કે ભગવાનના અવતાર સિવાય કોઈ પણ વ્યક્તિની ઉપાસના અને પૂજા ન કરાય. કોઈ વ્યક્તિમાં ભલેને ભગવાન જેટલું જ ઐશ્વર્ય હોય તો પણ તે વ્યક્તિ ભગવાન તુલ્ય નથી થતી. આ વાત સમજાવવા એક સમયે શ્રી હરિએ ગઢડામાં એક ચરિત્ર કર્યું હતું.

એક સમયે શ્રીજી મહારાજ સંતો-પરમહંસો સાથે ઘેલા નદીના કાંઠે સભા કરીને બેઠા હતા. મહારાજે પૂર્ણાનંદ સ્વામીને બોલાવીને મુક્તાનંદ સ્વામીની પૂજા કરવાની આજ્ઞા કરી. પૂર્ણાનંદ સ્વામીએ શ્રી હરિની આજ્ઞા ન માનતાં કહ્યું, 'મહારાજ, પૂજા તો એક તમારી થાય. તમારા સિવાય મારાથી બીજા કોઇની પૂજા ન થાય.' આજ્ઞાની અવગણના થઇ એટલે શ્રીજી મહારાજે પૂર્ણાનંદ સ્વામીને વિમુખ કરી સભામાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી. પૂર્ણાનંદ સ્વામી સંતોથી થોડે દૂર જઇને બેઠા.

ત્યારબાદ શ્રીજી મહારાજે એક પછી એક સંતોને મુક્તાનંદ સ્વામીની પૂજા કરવાની આજ્ઞા કરી. બધા સંતો શ્રીજી મહારાજ આગળ આવીને હાથ જોડીને ઉભા રહે પણ મુક્તાનંદ સ્વામીની પૂજા

કરવાની આજ્ઞા ન માને. આજ્ઞા ન માનવા બદલ મહારાજ એક પછી એક સૌ સંતોને વિમુખ કરતા ગયા. બધાય સંતો મહારાજથી દૂર બેઠેલા પૂર્ણાનંદ સ્વામી પાસે બેસતા ગયા.

હવે સભામાં મહારાજ અને મુક્તાનંદ સ્વામી એમ બે જણ રહ્યા. એટલે શ્રીજી મહારાજે મુક્તાનંદ સ્વામીને પૂછયું, 'સ્વામી હવે શું કરશું ?' મુક્તાનંદ સ્વામીએ કહ્યું, 'ચાલો મહારાજ, આપણે પણ સંતો પાસે જઇને બેસી જઇએ.' મહારાજ અને મુક્તાનંદ સ્વામી સંતો પાસે ગયા.

તે દિવસ શ્રીજી મહારાજ બધા સંતો ઉપર ખૂબ રાજી થયા હતા અને સૌ સંતોને બાથમાં ઘાલીને મળ્યા હતા.

શ્રી સ્વામિનારાયણ ભગવાન સ્વામિ-એટલે-માલિક છે અને સંતો-હરિભક્તો એ સેવક છે. સેવકમાં ગમે એટલી શક્તિ હોય તો પણ તે સ્વામિ કદી ન થઈ શકે. કોઈ રાજ્યમાં રાણીની સત્તા રાજા જેટલી જ ચાલતી હોય છતાંય રાણી કોઈ દિવસ રાજા સમાન થતી નથી. તેવી જ રીતે સંતો કે હરિભક્તો ગમે એટલા મહાન થાય, ગમે એટલી શક્તિ આવે તો પણ તેઓ ભગવાન તુલ્ય થતા નથી. એટલે શિક્ષાપત્રીની આજ્ઞા મુજબ ઉપાસના તો એક શ્રી સ્વામિનારાયણ ભગવાનની જ થાય, બીજા કોઈની નહીં.

### અઘરા શબ્દો:

ઉપાસના = પૂજા, ધ્યાન
વિમુખ = સત્સંગથી બહાર
તુલ્ય = સરખું

### ઘરકામ

## નીચેના સવાલોના જવાબ આપો.

૧. સ્વામિનારાયણ ભગવાનનો જન્મ કયારે થયો હતો?
૨. સ્વામિનારાયણ ભગવાને ઘરનો ત્યાગ કર્યો ત્યારે કેટલા વરસના હતા?
૩. સ્વામિનારાયણ ભગવાનનાં માતા પિતાનું નામ શું હતું?
૪. સ્વામિનારાયણ ભગવાનના કેટલા ભાઇ હતા? તેમના નામ લખો.
૫. સ્વામિનારાયણ ભગવાન લોજ આવ્યા ત્યારે તેમની ઉંમર કેટલી હતી?
૬. સ્વામિનારાયણ ભગવાને કેટલા વરસ વનવિચરણ કર્યું?
૭. વનવિચરણ વખતે સ્વામિનારાયણ ભગવાન કયા નામે ઓળખાતા હતા?
૮. સ્વામિનારાયણ ભગવાનના ગુરુ કોણ હતા?
૯. સ્વામિનારાયણ ભગવાનનો જન્મ ક્યાં થયો હતો?
૧૦. શિક્ષાપત્રીમાં કેટલા શ્લોકો છે?
૧૧. શિક્ષાપત્રી કોણે અને ક્યાં લખી છે?
૧૨. રામાનંદ સ્વામીએ ભગવાનનું શું નામ પાડયું હતું?
૧૩. સ્વામિનારાયણ ભગવાનનું નાનપણનું નામ શું હતું?
૧૪. સ્વામિનારાયણ સંપ્રદાયની કેટલી ગાદીઓ છે?
૧૫. હાલના અમદાવાદ ગાદીના આચાર્યશ્રીનું નામ શું છે?

# વાતચીત કરવામાં શુદ્ધ ભાષાનો વપરાશ

અત્યાર સુધી આપણે ઘણું વાંચ્યું અને ઘણું નવું શીખ્યાં. આપણે જ્યારે વાંચતાં હોઇએ ત્યારે ‘છે’ હંમેશાં ‘છે’ જ બોલીએ છીએ. પણ જ્યારે સામાન્ય વાતચીત કરતા હોઇએ અથવા નિબંધ લખવા બેસીએ ત્યારે ‘છે’ ની જગ્યાએ ભૂલથી આપણે ‘રે’ નો ઉપયોગ કરીએ છીએ. જેમકે ‘જાઉં રી’. બીજી સામાન્ય ભૂલ ‘ગઇ હતી’ ની જગ્યાએ ‘જી તી’ પડતી હોય છે.

આનું કારણ આપણે વાંચતાં કે બોલતાં નથી આવડતું એ નથી. પણ આપણે ઘરમાં કે અરસપરસમાં વાતચીતમાં જે ભાષા બોલીએ છીએ તે શુદ્ધ (ચોખ્ખી) ગુજરાતી નથી.

જેવી રીતે આપણે આપણા મિત્રો સાથે અંગ્રેજીમાં વાતો કરીએ છીએ ત્યારે Slang માં વાતો કરીએ છીએ પણ જ્યારે લખવા અને બોલવા માંડીએ ત્યારે પાછા આપણે શુધ્ધ અંગ્રેજીનો ઉપયોગ કરીએ છીએ. તેવી જ રીતે ઘરમાં કે મિત્રો સાથે ભાંગીતૂટી ગુજરાતીમાં બોલીએ ત્યાં સુધી વાંધો નહીં પણ આવો વપરાશ લખવામાં કે બોલવાની પરીક્ષામાં ન થાય તેની કાળજી રાખવી.

આવી સામાન્ય ભૂલો પડવાનું બીજું કારણ આપણા ઉચ્ચારો છે. બોલતી વખતે આપણે ‘દ’, ‘ડ’, અને ‘ર’ માં ફરક રાખતાં નથી. તેથી લખવા માંડીએ ત્યારે જેમ બોલતા હોઇએ એમ જ લખાતું જાય. એક અક્ષર બદલાઇ જવાથી આખા શબ્દનો અર્થ બદલાઇ જાય છે. દા.ત. ‘પડી’ અને ‘પરી’. ‘નળ’ અને ‘નર’. ‘પડ’, ‘પળ’ અને ‘પર’.

આવી ભૂલો ન પડે તે માટે શું કરવું?

એક તો આપણા ઉચ્ચારો ઉપર ધ્યાન રાખવું. ગુજરાતી ભાષા આપણે જેમ બોલીએ છીએ બિલકુલ તેમ જ લખાય છે. અંગ્રેજીની જેમ એક જ અક્ષરથી જુદી જુદી જોડણી નથી થતી. દા.ત ‘Ch’ કયારેક ‘ચ’ થાય અને કયારેક ‘ક’ થાય. ગુજરાતીમાં ‘ક’ બોલીએ તો એ એક જ રીતે લખાય છે. પછી એ ‘ક’ ગમે તે શબ્દમાં વપરાય. માટે હંમેશાં સરખા લાગતા અક્ષરોના ઉચ્ચાર બરાબર અને ચોખ્ખા કરવા. તેવી જ રીતે ‘ઇ’ અને ‘ઈ’ તથા ‘ઉ’ અને ‘ઊ’ ના વપરાશ ઉપર પણ ધ્યાન રાખવું જેથી જોડણીમાં ભૂલો ન પડે.

આપણે જેમ અંગ્રેજીના શબ્દોની જોડણી યાદ રાખીએ છીએ તેવી જ રીતે ગુજરાતી શબ્દોની જોડણી પણ યાદ રાખવી જોઇએ. દરેક અક્ષર એક જ રીતે લખાય છે તેથી ગુજરાતી શબ્દોની જોડણી અંગ્રેજી શબ્દો કરતાં યાદ રાખવી સહેલી છે. માત્ર આપણે કોશિશ કરવાની છે. આપણે જ્યારે વાંચતાં હોઇએ ત્યારે નવા આવતા શબ્દો જોડણી અને તેના અર્થ ભવિષ્ય માટે યાદ રાખવા.

**થોડાક અઘરા શબ્દોની જોડણી નીચે આપેલ છે તે જોઇએ.**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ક્ષત્રિય | આશિષ | કબૂતર | ગરીબ | ફેરિયો | ગુજરાતી | ગુલાબ | ચોખ્ખું |
| ખિસકોલી | દરિયો | દીપક | દિવસ | ધનુષ્ય | નાળિયેર | વિશ્વાસુ | દુનિયા |
| નિરાંત | પવિત્ર | પૂછવું | ભીંત | મંદિર | મૂકવું | શૂરવીર | શિકારી |
| બહેન | બિલાડી | બિસ્કિટ | વિશ્વાસ | પ્રાર્થના | વિજ્ઞાન | વિશ્વ | પ્રશંસા |
| સિંહ | અગિયાર | કિરણ | સૂરજ | ઘનશ્યામ | આશ્ચર્ય | કૌતુક | કિંમત |
| કૃષ્ણ | અગ્નિ | ખુલ્લું | જૂનું | પુરુષ | દુષ્ટ | નક્કી | બ્રાહ્મણ |
| મજબૂત | દિવાળી | ખૂબી | રીંગણ | વિદ્વાન | હોશિયાર | અઠવાડિયું | અજવાળું |
| ભૂલવું | વિદ્યાર્થી | શિક્ષક | ખુરશી | નિયમિત | અભિમાન | આશીર્વાદ | અણિયાળું |
| આજ્ઞાંકિત | પિતાંબર | આબરૂ | આળસુ | ઓશીકું | બંને | છુપાવવું | છુપું |
| ઉતાવળ | ઉપયોગી | ઉંમર | ઊજવવું | ઊંટ | ચતુરાઇ | ચોક્કસ | જાગૃતિ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| તંદુરસ્ત | દુશ્મન | નિર્મળ | પથ્થર | પશ્ચિમ | પસ્તાવો | પ્રતિજ્ઞા |
| તુલસી | પ્રખ્યાત | પ્રેરણા | રાષ્ટ્ર | રિવાજ | વિનંતી | વિસ્તાર |
| સ્વાગત | વૃંદાવન | સ્તુતિ | સ્થિતિ | હુકમ | યુકિત | ભકિત |
| સ્વપ્ન | હિંડોળો | હિસાબ | મુકિત | શકિત | પરમાત્મા | જન્માષ્ટમી |
| ચોખ્ખાઇ | કૃપા | સ્નાન | પ્રાર્થના | ઉત્તર | દક્ષિણ | ઋતુ |
| સ્વચ્છ | કચ્છ | ક્રિકેટ | ફૂટબોલ | | | |

# શબ્દોની ભૂલભૂલામણી

આપણે જયારે લખતાં વાંચતાં હોઇએ ત્યારે સામાન્યપણે 'ર' 'ડ' અને 'ળ' વચ્ચે લખવામાં અને વાંચવામાં ભૂલો પડતી હોય છે. ક્યારેક આપણને ખબર નથી હોતી કે કઇ જોડણી સાચી છે. આ ભૂલો દૂર કરવા સરખા લાગતા શબ્દોની જોડણી અને તે શબ્દોના અર્થ નીચે જણાવેલ છે. આ શબ્દો, તેના અર્થ અને તેની જોડણી પાકા કરી યાદ રાખવા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ડીલ | = | શરીર | દિલ | = | મન |
| દીન | = | ગરીબ | દિન | = | દિવસ |
| કંથ | = | પતિ, ધણી | કંઠ | = | ગળું |
| પાણિ | = | હાથ | પાણી | = | પીવાનું પાણી |
| પ્રાણી | = | જનાવર | | | |
| ચિંતા | = | ફિકર, વ્યાધિ | ચિત્તા | = | શબ સળગાવવા માટે ગોઠવેલાં લાકડાં |
| જીદ | = | હઠ | જીત | = | વિજય, સફળતા |
| ચોખા | = | ભાત | ચોખ્ખા | = | સાફ, સ્વચ્છ |
| મંદ | = | ધીમો | મર્દ | = | પુરુષ , હિંમતવાન |
| મદ | = | અભિમાન | | | |
| માં | = | અંદર | મા | = | જન્મ આપે તે, માતા |
| પુરી | = | ખાવાની પુરી | પૂરી | = | અધુરી નહીં તે |
| વાત | = | વાર્તા, બોલીએ | વાટ | = | રાહ, પગરસ્તો |
| બુદ્ધિ | = | અક્કલ | બુઢ્ઢી | = | ઘરડી સ્ત્રી, ડોસી |
| રંગ | = | લાલ, પીળો વગેરે | રગ | = | લોહીની નસ, |
| શસ્ત્ર | = | લડવાનું સાધન | શાસ્ત્ર | = | ધાર્મિક પુસ્તક |
| જગ | = | દુનિયા, જગત | જંગ | = | લડાઇ, યુદ્ધ |
| પાડ | = | ઉપકાર, આભાર | પહાડ | = | ડુંગર, પર્વત |
| પાદ | = | પગ | | | |
| દાબો | = | દબાવવું | ડાબો | = | જમણો નહી તે |
| પડી | = | પડી જવું | પરી | = | પાંખોવાળી (fairy) |
| ભાગો | = | દોડો | ભાંગો | = | તોડી નાખો |
| શુર | = | જુસ્સો, તાન | સૂર | = | સ્વર, અવાજ,રાગ |
| સુર | = | દેવ | | | |
| માદા | = | સ્ત્રી, નારી જાતિ | માંદા | = | બિમાર |
| હોળી | = | એક તહેવાર | હોડી | = | વહાણ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| બુઠ્ઠો | = | ધાર વગરનો | બુઢ્ઢો | = | ડોસો, ઘરડો પુરુષ |
| પત્તો | = | ખબર, માહિતી | પટ્ટો | = | કમર ઉપર બાંધવાનો |
| ડર | = | બીક | દર | = | સાપ, ઉંદર વગેરેને રહેવાનું |
| સૂળી | = | ફાંસી | સૂડી | = | સોપારી કાપવાનું સાધન |
| ગાદી | = | સિંહાસન | ગાડી | = | વાહન, કાર વગેરે |
| ગાંડી | = | પાગલ | | | |
| ગૃહ | = | ઘર | ગ્રહ | = | પૃથ્વી, મંગળ વગેરે (Planet) |
| સ્ત્રી | = | બાઇ , નારી | ઇસ્ત્રી | = | પાસી (Iron) |
| ગાળ | = | અપશબ્દ, (Swear) | ગાલ | = | મોઢાનો ભાગ |
| વાળ | = | માથાના વાળ | વાર | = | દિવસ |
| માસ | = | મહિનો | માંસ | = | (Meat) |
| મળવું | = | ભેગા થવું | મરવું | = | મરી જવું (Die) |

## સ્વાધ્યાય

કૌંસમાંથી યોગ્ય શબ્દ પસંદ કરી ખાલી જગ્યામાં લખો.

| | |
|---|---|
| વાંદરાના આખા __________ ઉપર વાળ હોય છે. | (દિલ/ડીલ) |
| ભગવાને ચંદ્ર પકડવાની __________ લીધી. | (જીદ/જીત) |
| મારા સૂવાના ઓરડાની દિવાલ પીળા __________ ની છે. | (રગ/રંગ) |
| મને રાતના સ્વપ્નામાં __________ દેખાઇ હતી. | (પડી/પરી) |
| હું મારી માસીને ઘેર __________ ગઇ હતી. | (મરવા/મળવા) |
| હું પગથિયાં ઉતરતાં __________ ગઇ. | (પડી/પરી) |
| મારી માતા પાસે ત્રણ લાલ __________ છે. | (સાડી/સારી) |
| મારો __________ પગ દુઃખે છે. | (દાબો/ડાબો) |
| __________માં બેસીને નદીને બીજે કાંઠે જવાય. | (હોળી/હોડી) |
| દોડતાં દોડતાં હું __________ ગયો અને મારો જમણો હાથ __________ ગયો. | (પરી/પડી અને ભાગી/ભાંગી) |
| મારા ભાઇ પાસે લાલ __________ છે. | (ગાદી/ગાડી) |
| શિક્ષાપત્રીમાં __________ ખાવાની મનાઈ કરી છે. | (માસ/માંસ) |
| મને __________ વગરનું ખમીસ પહેરવું ગમતું નથી. | (ઇસ્ત્રી/સ્ત્રી) |
| બજારમાંથી જેવુ તેવું ખાઇને __________પડાય. | (માદા/માંદા) |
| દિવાળી આસો __________ માં આવે છે. | (માંસ/માસ) |
| __________ ઘઉંના લોટમાંથી બને છે. | (પુરી/પૂરી) |
| આ કાતર __________ છે. | (બુઢ્ઢી/બુઠ્ઠી) |

# બોલવા અને લખવામાં પડતી સામાન્ય ભૂલો

આપણે ઘરમાં જે ભાષા બોલીએ છીએ તે શુદ્ધ ગુજરાતી નથી. સામાન્ય રીતે ગુજરાતીમાં શબ્દોની જોડણી આપણે શબ્દો જેમ બોલીએ એમ જ લખાય છે. એટલે બોલવામાં પડતી ભૂલો લખવામાં પણ પડે છે. આપણે શું બોલીએ છીએ અને કેવી રીતે બોલીએ છીએ તેના ઉપર ખાસ ધ્યાન રાખવું જોઇએ. શુદ્ધ બોલીએ તો શુદ્ધ લખાય. વધારે પડતી ભૂલોના થોડાક દાખલા નીચે આપેલા છે.
ડાબી બાજુના કોઠામાં ગેરવપરાશ છે, અને જમણી બાજુના કોઠામાં સાચો વપરાશ છે. આ વપરાશ હમેશાં ધ્યાનમાં રાખવો.

| | |
|---|---|
| તીયાં, તીયાં કને | ત્યાં |
| ઇયાં, આંઇ કને | અહીં |
| કને | પાસે |
| ખપે, કપે | જોઇએ |
| તંઇ | ત્યારે |
| ની | નહીં |
| ભેગો | સાથે |
| હગે | શકે |
| બઉ, બૌ | બહુ |
| અરધું, અરધો | અડધું, અડધો |
| હાંજ | સાંજ |
| મોરું | મોડું અથવા મોળું |
| જ્યોતો | ગયો હતો |
| જીતી | ગઈ હતી |
| જાઉં રો | જાઉં છું |
| જાઉં રી | જાઉં છું |
| જાય રા | જાય છે |
| બેન | બહેન |
| જાઇ | જાય |
| હે | છે |
| ટૂટી | તૂટી |
| હંધું | બધું |
| બારે | બહાર |
| ગર | ઘર |

# કિર્તન

આજ સખી આનંદની હેલી, હરિમુખ જોઇને હું થઇ છું રે ઘેલી.
મહારે મુનિના ધ્યાનમાં નાવે, એ રે શામળિયોજીને મુજને બોલાવે.
જે સુખને ભવબ્રહ્માદિ ઈચ્છે, તે રે શામળિયોજી મુજને રે પીછે.
ના ગઇ ગંગા ગોદાવરી કાશી, ઘેર બેઠા મળ્યા ગોલોકવાસી.
તપ રે તીરથમાં હું કાંઈ નવ જાણું, સહેજે સહેજે હું તો સુખડાં રે માણું.
જયરામ કહે સ્વામિ સહેજે રે મળીયા, વાતની વાતે વ્હાલો અઢળક ઢળિયા.

સ્વામિનારાયણ ભગવાન આ ધરતી પર પધાર્યા ત્યારે અક્ષરધામમાંથી અનેક મુક્તો તેમની સાથે આવ્યા હતા, અને ભગવાનની આજ્ઞાથી ભગવાનના અનેક લિલાચરિત્રોનું વર્ણન કર્યું હતું.

જયાનંદ સ્વામી આવા જ એક મુક્ત હતા. બ્રાહ્મણકુળમાં જન્મેલા આ ભક્તે સંતદીક્ષા લીધી તે પહેલાનું નામ જયરામ હતું. આ કિર્તન ઉપરાંત તેમણે બીજાં અનેક કિર્તનો બનાવ્યાં છે. સ્વામિનારાયણ ભગવાને વ્રજની ગોપીઓની ભક્તિના બહુ વખાણ કર્યા છે અને આજ્ઞા કરી છે કે આપણે પણ ગોપીઓ જેવી જ ગાઢ ભક્તિ કરવી. બ્રહ્માનંદ સ્વામી, મુક્તાનંદ સ્વામી, પ્રેમાનંદ સ્વામી, નિષ્કુળાનંદ સ્વામી વગેરે અનેક સંતોએ પોતાને ગોપી સ્વરૂપ માની કિર્તનો લખેલાં છે.

આ કિર્તનમાં સ્વામી ભગવાનને મળીને કેટલો બધો આનંદ થયો તે જણાવે છે. સ્વામી કહે છે અનેક જપ. તપ અને તીર્થયાત્રાઓ કરી હોય, અનેક વરસો સુધી સાધનાઓ કરી હોય તો પણ ભગવાનનાં દર્શન તો બ્રહ્મા, શંકર વગેરે દેવતાઓ તથા મોટા (મહા) મોટા મુનિઓને પણ મુશ્કેલ છે છતાં ભગવાન આજે દયા કરીને સામે ચાલીને દર્શન આપવા આવ્યા છે. આપણે પણ સ્વામી જેવા જ ભાગ્યશાળી છીએ એટલે આપણને પણ ભગવાન સહેલાઈથી મળ્યા છે. આપણે પણ ગોપીઓ જેવી જ ભગવાનની સાચી ભક્તિ કરવી જોઇએ.

## સ્વાધ્યાય

નીચેના સવાલોના જવાબ ટૂંકમાં આપો.

૧. શ્રી સ્વામિનારાયણ ભગવાન અક્ષરધામમાંથી કેટલા મુક્તો લાવ્યા હતા?
૨. જયાનંદ સ્વામીનું મૂળ નામ શું હતું?
૩. જયાનંદ સ્વામી કઈ જ્ઞાતિના હતા?
૪. ભગવાને કોની ભક્તિ ખૂબ વખાણી છે?
૫. ગોપીઓ ક્યાંની રહેવાસી હતી?
૬. સ્વામિનારાયણ ભગવાનના સમકાલિન પાંચ સંતોના નામ લખો.

# ઘરકામ

**એક ઈ-મેઇલ પર રાજુના સમયપત્રકનું વર્ણન વાંચો છો.**

સોમવારે અને મંગળવારે ગણિતથી શરૂઆત થાય.
સોમવારે થાકી જવાય કેમકે ભોજન પછી બે લેસન વિજ્ઞાનના હોય.
જિમમાં કસરતના બે લેસન મને બહુ ગમે પણ તે બપોરના ભોજન પહેલાં જ હોય. મારે જલદીથી કપડાં પહેરવાં પડે નહીંતર કેન્ટીનમાં ભાવતી વાનગી ખલાસ થઇ જાય.
મને કમ્પ્યુટરમાં બહુ રસ પડે પણ લેસન પછી હું રહી ન શકું, નહીંતર ઇતિહાસના શિક્ષક ગુસ્સે થઇ જાય.
બુધવાર મારો માનીતો દિવસ છે કારણ કે હું કોઇ સ્વાદિષ્ટ વાનગી લઇને રસોઇના વર્ગમાંથી તરત ઘેર જાઉં.
અંગ્રેજી પછી ચિત્રકળામાંયે મજા પડે પરંતુ અમારે હંમેશાં ઓરડો સાફ કરવો પડે એટલે રિસેસ ટૂંકી મળે.
મને રમતગમતના બે લેસન ભેગા સૌથી વધારે ગમે પણ આટલી વહેલી સવારે બહુ આનંદ ના મળે.
મંગળવારે નિશાળ સંગીતથી પૂરી થાય તે મજા પડે.

**ખાનામાંથી વિષયો પસંદ કરી સમયપત્રક પૂરું કરો.**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| કમ્પ્યુટર | રમતગમત | કસરત | રસોઇકળા | ગણિત | વિજ્ઞાન | ચિત્રકળા | સંગીત |

## રાજુની નિશાળનું સમયપત્રક

<table>
<tr><th>લેસન</th><th>સોમવાર</th><th>મંગળવાર</th><th>બુધવાર</th><th>ગુરુવાર</th><th>શુક્રવાર</th></tr>
<tr><td>૧</td><td><u>દાખલો</u><br>ગણિત</td><td><u>દાખલો</u><br>ગણિત</td><td>ગણિત</td><td>ગુજરાતી</td><td></td></tr>
<tr><td>૨</td><td>ધર્મજ્ઞાન</td><td>અંગ્રજી</td><td>લેટીન</td><td>અંગ્રેજી</td><td></td></tr>
<tr><td>૩</td><td rowspan="2"></td><td></td><td></td><td rowspan="2"></td><td rowspan="2">અંગ્રેજી</td></tr>
<tr><td>૪</td><td>ઇતિહાસ</td><td></td></tr>
<tr><td colspan="6">રિસેસ</td></tr>
<tr><td>૫</td><td>ગુજરાતી</td><td rowspan="2"></td><td>ભૂગોળ</td><td>ઇતિહાસ</td><td>ભૂગોળ</td></tr>
<tr><td>૬</td><td>ઇતિહાસ</td><td>લેટીન</td><td>સંગીત</td><td>ગણિત</td></tr>
<tr><td colspan="6">ભોજનનો સમય</td></tr>
<tr><td>૭</td><td rowspan="2"></td><td>વિજ્ઞાન</td><td rowspan="2"></td><td rowspan="2">વિજ્ઞાન</td><td rowspan="2">ટેકનોલોજી</td></tr>
<tr><td>૮</td><td></td></tr>
</table>



# તમે, તમારું કુટુંબ અને તમારા મિત્રો

(૧) તમારા વિશે થોડું કહેશો? (તમારી ઉંમર તમે હાલ શું કરો છો. તમારો દેખાવ, તમારા શોખ, શું ગમે શું ન ગમે)?

(૨) તમારા ઘરમાં કોણ કોણ છે? કેટલી ઉમરનાં છે? અને તેઓના સ્વભાવ વિશે થોડું કહેશો?



(૩) તમારા બા બાપુજીનાં કામ વિશે થોડું કહેશો?

(૪) તમે તમારા ખિસ્સા ખર્ચના પૈસાનો શું ઉપયોગ કરો છો? ગયા અઠવાડીએ તમે એ કયાં વાપર્યા હતા?

આવતા અઠવાડીએ તમે એનું શું કરશો?



(૫) તમારા મિત્રો વિશે થોડું કહેશો? (એના સ્વભાવ, એના શોખ, એની ટેવો. તમને એનું શું ગમે? શા માટે? ) તમે એક બીજાને કેવી રીતે મદદરૂપ થાઓ?

(૬) તમે તમારી કઇ ટેવ બદલવા માગો છો? શા માટે?

(૭) તમારાં સગાંવહાલાં વિશે થોડું કહેશો? (કોણ કોણ છે? સ્વભાવનાં કેવાં છે?) તમે એને કયારે મળવા ગયાં હતાં અને શું શું કર્યું હતું?



(૮) કુટુંબ વિશે તમારા વિચારો જણાવશો? (બધા સભ્યો સાથે રહેવાના ફાયદા, ગેરફાયદા.)

(૯) તમારામાં કયારેય વાદવિવાદ થાય? શેના પર વધારે થાય?

(૧૦) તમારા કુટુંબમાં દિવાળીના તહેવારો કેવી રીતે ઉજવાયા હતા? તમારા પિતાશ્રીનો જન્મ દિવસ કેવી રીતે ઉજવશો?

(૧૧) ઘરમાં પાળેલા પ્રાણી વિશે તમારા વિચારો જણાવશો?



# પત્ર લેખન

આપણને કોઇને સારા સમાચાર આપવા હોય જેમકે પરીક્ષામાં સફળ થયા હોઇએ, અથવા આપણે ક્યાંક ફરવા ગયા હોઇએ તે વિશે કોઇને જાણ કરવી હોય ત્યારે તે જાણ પત્ર દ્વારા કરતા હોઇએ છીએ. આવા પત્ર ને બિનઔપચારિક (Informal) પત્ર કહેવાય છે.

આપણને કોઇ નોકરી માટે અરજી કરવી હોય અથવા કોઇ જાહેરખબરના અનુસંધાનમાં વધારે વિગત મંગાવવી હોય તો પણ આપણને પત્રનો આશ્રય લેવો પડે. આવા પત્રને ઔપચારિક (Formal) પત્ર કહેવાય છે. તો ચાલો આજે આપણે પત્ર લખતાં શીખીએ.

બન્ને જાતના પત્રમાં ચાર વસ્તુ હોવી જરૂરી છે.

### ૧. પત્ર લખનારનું નામ તથા સરનામું.

કાગળના ઉપરના જમણા ખૂણામાં પત્ર લખનારનું નામ તથા સરનામું લખવામાં આવે છે. સરનામું આપણે જ્યાંથી પત્ર લખ્યો હોય ત્યાંનું લખવું. આપણે પેરીસ ફરવા ગયા હોઇએ ત્યારે સરનામું પેરીસનું હોવું જોઇએ. (નોંધ: પરીક્ષામાં અથવા નમૂનાનો પત્ર લખતા હોઇએ ત્યારે જે સંજોગો બતાવ્યા હોય તે ખાસ ખ્યાલમાં રાખી તે જગ્યાનું સરનામું લખવું.) સરનામા નીચે પત્ર લખ્યો હોય તે દિવસની તારીખ લખવી. બિનઔપચારિક પત્રમાં આપણું નામ લખવાનું જરૂરી નથી.

### ૨. સંબોધન

પત્ર આપણે જેના ઉપર લખ્યો હોય તેનું અભિવાદન એજ સંબોધન. જેમ આપણા મિત્ર સાથે અને આપણા પિતા સાથે વાત કરવાની રીત જુદી હોય છે તેવી જ રીતે પત્રમાં સંબોધન પણ જુદું હોવું જોઇએ. મિત્રને પત્ર લખીએ ત્યારે સંબોધન 'પ્રિય મિત્ર ......' કરવું અને માતા – પિતાને પત્ર લખીએ ત્યારે સંબોધન 'પૂજ્ય માતાજી કે પિતાજી' કરવું. આપણાથી સંબંધમાં કોઈ વડીલ (જેવાકે કાકા, મામા, માસી, મોટાભાઇ, ભાભી) ને પત્ર લખીએ ત્યારે પણ સંબોધનમાં 'પૂજ્ય' જ લખાય. કોઇ ઓળખતી વ્યક્તિને પત્ર લખીએ ત્યારે સંબોધન બાદ 'જય શ્રી સ્વામિનારાયણ' જરૂર લખવું. નોકરીની અરજી કરતી વખતે કે કોઈ અજાણી વ્યક્તિને પત્ર લખતી વખતે વ્યક્તિનું પૂરું નામ અને તેનો હોદ્દો લખવો જરૂરી છે. તે વખતે સંબોધનમાં માનનીય કે મુરબ્બી જેવો શબ્દ વાપરવો.

### ૩. વિગત

આપણે પત્ર જે માટે લખીએ છીએ તેને વિગત કહેવાય. બિનઔપચારિક પત્રની શરૂઆતમાં સામસામા ખબરઅંતર પૂછવા. (દા.ત. મારી તબિયત સારી છે. તમારી તબિયત સારી હશે. અથવા હું મજામાં છું. અને તમે મજામાં હશો.) રજામાં ગયા હોઇએ ત્યારે આપણે ત્યાં શું કરીએ છીએ, ક્યાં ફરવા ગયા હતા તે બધું વિગતમાં લખવાનું હોય. બીજા કોઇ પણ સમાચાર હોય તેનો અહીં સમાવેશ કરવો.

નોકરીની અરજી કરતી વખતે આપણી નોકરી માટેની લાયકાત, શિક્ષણ, અનુભવ વગેરે અહીં જણાવવું.

જાહેરખબરના અનુસંધાનમાં પત્ર લખતાં હોઇએ ત્યારે આપણને શેના વિશે વધારે માહિતી જોઇએ છે તે અહીં જણાવવું.

તે સિવાય પરીક્ષામાં પ્રશ્નપત્રમાં જણાવેલ પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને માગેલી વિગતનો સમાવેશ કરવો.

### ૪ . પૂર્ણતા

પત્રના અંતે પત્રની ડાબી બાજુએ પત્ર લખનારની ઓળખાણ આપવી. જેમના ઉપર આપણે પત્ર લખ્યો છે તેમની સાથે આપણા સંબંધો કેવા છે તે ખ્યાલમાં રાખીને પત્ર પૂરો કરવો જેમકે આપણે મિત્રને પત્ર લખ્યો હોય તો અંતમાં 'લિખિતંગ તારા મિત્ર .......ના જય શ્રી સ્વામિનારાયણ વાંચજે.' એમ લખવું. માતા પિતાને પત્ર લખ્યો હોય તો અંતમાં 'લિ. તમારા પુત્ર ......ના જય શ્રી સ્વામિનારાયણ વાંચજો.' એમ લખવું.

ઔપચારિક પત્રના અંતમાં 'આપનો વિશ્વાસુ ......' એમ લખવું.

આમ પત્રના મુખ્ય ચાર વિભાગ પડે છે તે ખ્યાલમાં રાખીને પત્ર લખવો.

પત્ર આ પ્રમાણે ગોઠવવો.

**પત્ર લખનારનું નામ, સરનામું અને તારીખ**

ઘરનું નામ – નંબર
શહેરનું નામ
પિન કોડ
તારીખ

**સંબોધન**

| |
|---|
| **જેને પત્ર લખવાનો હોય તેને વિવેક સાથેનું સંબોધન** |

**પત્રની વિગત**

______________________________

______________________________

______________________________

______________________________

______________________________

______________________________

**વિદાય – વચન**

પત્ર લખનારની સહી

| |
|---|
| **પત્ર જેને લખ્યો હોય તેની સાથે આપણા જેવા સંબંધ હોય તેને અનુરૂપ–ખ્યાલમાં રાખીને વિદાય વચન લખવું.** |

# પત્રનો જવાબ

**તમે ગુજરાત સમાચાર માં આ જાહેરખબર જુઓ છો.**

| |
|---|
| મુંબઇ થી ગોવા<br>૬ દિવસનો કોચ પ્રવાસ<br>રહેવા-જમવાની ઉત્તમ સગવડ<br>વ્યક્તિ દીઠ માત્ર રૂા.૧૮૦૦<br>વધુ વિગત માટે લખો કે મળો<br>મેનેજર<br>દિના ટોર્સ<br>૧૪, ચર્ચસ્ટ્રીટ<br>વેમ્બલી |

આ જાહેરખબરના અનુસંધાનમાં તમે મેનેજર ઉપર વધારે વિગત મંગાવતો પત્ર લખો. આ પ્રમાણે વિગત મંગાવવી. મુસાફરી કયારે થશે?, જમવાની અને ઉતરવાની શું સગવડ છે? બાળકો માટે વધારાની શું સગવડ છે?

આ પત્ર આવી રીતે લખાય છે.

જે. ડી. પટેલ
૨૩, કીંગ્સ સ્ટ્રીટ
લંડન. એન૩, ૫એએ.
તા. ૨-૩-૨૦૦૬

પ્રતિ,

મેનેજર,
દિના ટોર્સ,
ચર્ચ સ્ટ્રીટ,
વેમ્બલી.

માનનીય મેનેજર સાહેબ,

સવિનય જણાવવાનું કે ગઇકાલના ગુજરાત સમાચારમાં તમારી ટુરની જાહેરખબર વાચી. મને આ ટુરમાં જોડાવાની ઇચ્છા છે પણ મને ટુર વિશે નીચે પ્રમાણે થોડી વધારે માહિતી જોઇએ છે.

કોચની મુસાફરી કયારે થશે? રાતે કે દિવસે? ગોવામાં રાતનાં રહેવાની સગવડ કેવી છે તે જણાવશો. જમવામાં શુદ્ધ શાકાહારી ભોજનની સગવડ છે કે નહીં તે પણ જણાવશો. મારી સાથે મારો બાર વરસનો દીકરો પણ ટુરમાં સામેલ થવા ઇચ્છે છે. આવા નાના બાળકો માટે વધારાની કાંઇ સગવડ કરવામાં આવી છે કે નહીં તે જણાવશો.

જાહેરખબરમાં જણાવ્યા પ્રમાણે રૂા.૧૮૦૦ માં તમામ ખર્ચ આવી જાય છે કે આનાથી ઉપરાંત મુસાફરોને કોઇ ખર્ચ ભોગવવાનો રહેશે તેની ચોખવટ કરશો. બાળકો માટે ભાવમાં કાંઇ ઘટાડો રાખવામાં આવ્યો છે કે તેમના માટે પણ પૂરા પૈસા ભરવાના છે તે જણાવશો. ડીપોઝીટ કેટલી અને ક્યારે આપવાની તથા બાકીના પૈસા ક્યારે ભરપાઇ કરવાના રહેશે તે પણ જણાવશો.

લિ. આપનો વિશ્વાસુ
જે.ડી.પટેલ

# Mahatma Gandhi -His early Life



Mohandas Karamchand Gandhi was born on 2nd October 1869 in a little town called Porbandar on the western coast of India. Mohandas's father's name was Karamchand Gandhi and he was Prime Minister of Porbander. And his mother's name was Putlibai.

Mohan, as he was called, grew up in a comfortable, literate home. His mother was a deeply religious woman and Mohan was brought up as a Vaishnav. Although school and school work failed to arouse his interests, it was during this period that Mohan adopted the guiding principles of his life - Absolute Truth

At the age of thirteen, Mohan married Kasturbai, the daughter of a Porbander merchant. The young couple lived with Mohan's parents at Porbandar. Kasturbai found it difficult to cope with Mohan's perfectionism and jealousy - he did not like her to go anywhere without him. He also tried unsuccessfully to educate her.

After his marriage, Mohan returned to school with greater enthusiasm and made better progress with his studies. The deaths of his father and his first child affected him greatly; Mohan blamed himself for both tragedies and turned to religion for consolation.

In 1887 he passed his entrance examinations to Samaldas College in Bhavnagar, but once again he did badly and left after only a term. As his family was determined that he should succeed his father as Prime Minister of Porbander, they decided to send him to England to complete his studies. In August 1888 he said goodbye to his wife and newly-born son and set out for this long journey.

On arriving in England he found himself isolated and afraid. He enrolled in the Inner Temple to study law. Fortunately his English improved rapidly and talked about the simple life and the importance of love and non-violent protest in political matters.

One of his English friends introduced him to the Hindu holy book, the Bhagwad Gita. In it Gandhi discovered teachings which coincided with his own beliefs in Absolute Truth and Absolute Duty. He equally liked a poem about Buddha, 'The Light of Asia'.

On passing his examinations and being called to the Bar on 10th June 1891, he decided to return home. During the long eight-week return voyage, he spent his time thinking of the reforms India so badly required.

Life at home was not easy. His beloved mother was dead. At first he tried to make his living as a barrister in Bombay, but he was tongue-tied and gave up after six months without

obtaining any work. Gandhi then went to South Africa as the legal representative of a firm of Muslim merchants. On arriving at Durban, Gandhi very quickly came face to face with racial prejudice. In South Africa the plight of the Indian labourers was very bad. They were treated not much better than slaves. Conditions were so bad in South Africa that Gandhi decided to stay and fight for his people there. He introduced the policy of 'Satyagraha',- always insistence on Truth and that of non-violent and non-co-operation. Gandhi called on his supporters to ignore the law without resorting to the violence. The authorities were astonished by the success of his campaign.

He returned to India and launched the struggle to gain Independence.

## સ્વાધ્યાય

ઉપરનો નિબંધ વાંચી નીચેના સવાલના જવાબ ગુજરાતીમાં લખો.

૧. ગાંધીજી નો જન્મ કયાં અને કયારે થયો હતો?
૨. ગાંધીજી દક્ષિણ આફ્રિકા કેમ રોકાઇ ગયા?
૩. ગાંધીજીના લગ્ન ક્યારે અને કોની સાથે થયાં હતાં?

## ઘરકામ

## Translate the following essay in English.

### ગાંધીજીનો એક જીવનપ્રસંગ

ગાંધીજી કોઇ પણ વસ્તુનો બગાડ કરવામાં ન માનતા. વસ્તુ ગમે તેટલી નાનકડી હોય, ગમે તેટલી સસ્તી હોય પણ નકામી નથી હોતી એવું તેઓ માનતા હતા. કોઇ પણ વસ્તુનો બગાડ ન થવો જોઇએ.

ગાંધીજી સવારના ઊઠીને દાતણ કરે ત્યારે માત્ર એક લોટો જ પાણી વાપરતા. આપણે પીછી કરતા હોઇએ ત્યારે કેટલું બધું પાણી વાપરીએ છીએ. પણ ગાંધીજી માત્ર એક લોટો પાણી વાપરે. બધાને એમ થાય કે ગાંધીજી પાણીનો લોભ શા માટે કરતા હશે! આશ્રમની બાજુમાંથી જ સાબરમતી નદી વહેતી હતી એટલે પાણીની તંગી તો હતી નહીં. અને પાણી ભરવા દૂર પણ જવું નહોતું પડતું એટલે નવાઇ તો બધાને લાગતી.

એક દિવસ હિંમત કરીને આશ્રમમાં રહેતા મોહનભાઇ નામના એક માણસે ગાંધીજીને પૂછયું, 'બાપું, તમે પાણીનો લોભ શા માટે કરો છો? બાજુમાંથી સાબરમતી નદી વહે છે. તેમાં કેટલું બધું પાણી છે!'

ગાંધીજીએ સામું પૂછયું, 'કેમ, તમને મારું મોઢું બરાબર સાફ થયેલું નથી લાગતું?'

મોહનભાઇ કહે, 'મોઢું તો બરાબર સાફ છે, પણ...'

ગાંધીજીએ મોહનભાઇને સમજાવતાં કહ્યું , 'તમે લોટેલોટા પાણી વાપરીને મોઢું સાફ કરો છો અને હું એક લોટા પાણીથી મોઢું સાફ કરું છું. તમારું અને મારું મોઢું સરખું જ સાફ થાય છે. તો પછી જરૂર કરતાં વધારે પાણી વાપરવાનો ફાયદો શું? અને સાબરમતીમાં ઘણું પાણી છે તે બધું કાંઇ મારા કે તમારા એકલા માટે છે? એ પાણી પર સૌ કોઇનો સરખો હક્ક છે. જરૂર કરતાં વધારે લેવાનો હક્ક કોઇને નથી. તો આપણે આપણી જરૂરિયાત કરતાં વધારે વાપરી ને બગાડ શા માટે કરવો જોઇએ?

# ગણપતિ – ગણેશ

Ganesh is the son of Lord Shiva and goddess Parvati. When Lord Shiva left home for meditation, he left his wife Parvati behind. He sat in deep meditation for many years, but at home Parvati was depressed sitting alone at home.

To fill the missing companionship of Lord Shiva Parvati, with the will of Lord Shiva created a son with the qualities of both parents. The child was called Ganesh. However, Lord Shiva was not aware of the fact that he had a son. When he returned home, he found himself barred from his own home by a boy claiming to be the son of Parvati. Ganesh had been told by Parvati not to let anyone into the house whilst she was bathing. Lord Shiva and Ganesh started arguing, which eventually ended with Lord Shiva chopping Ganesh's head off.

Lord Shiva told Parvati what he had done and realised that the boy was actually his son. In grief he ordered his servants to bring the head of the first living creature they saw, obeying Lord Shiva's commandment they returned with the head of an elephant. Taking the elephant head Lord Shiva placed it on the body of Ganesh and brought him back to life.

**Ganesh** is Shiva's younger son. He is the giver of the wealth and comfort. Ganesh literally means the leader of the many. He is very learned demigod. When sage Vyas wanted to write the epic of Mahabharat, he requested Ganesh to be his stenographer. At the beginning of every Hindu ritual, Ganesh is worshipped first. Any auspicious occasion is incomplete without worshipping Ganesh. Ganesh is installed outside many Hindu temples even today. Many splendid temples are dedicated to Ganesh in India.



There is a legend behind why Ganesh is worshipped first. In ancient times, there was always squabble among Devtas to decide whose puja should be performed first. All Devtas went to Lord Narayan to seek his guidance. Shree Narayan said that whoever orbits the entire universe first would be worshipped first. Every Devta, on their mode of transport joined this race against the time. Ganesh's transport is mouse. He had no chance of ever coming first. But he was the cleverest among Devtas. He went straight to Kailash. He made his parents stand together and ran around them. Instead of orbiting the universe he finished the orbit of his parents. He returned back to Narayan before anybody else. As each Devta returned after the lengthy journey, they found Ganesh already back before them. But nobody had seen him overtake any of Devtas. Shree Narayan was asked to adjudge again. Ganesh explained what he has done. Shree Narayan agreed that to circumnavigate (pradakshina) the parents is equivalent to orbiting the whole universe. Since then Ganesh is worshipped first, even before God Himself.

His other name is Ganapati, meaning leader of army of Gans. Ganesh is depicted with large head and ears to symbolise the wisdom and ability to listen to different viewpoints, his large stomach symbolises the ability to digest different experiences, his tusk symbolises the supreme intellect. He is always in serene mood to symbolise the inner peace and spirituality. His transport, rat, symbolises the leader's ability to gain access in every nook and corner and assess the true picture. Food and wealth is shown at his feet to denote the prosperity he has but he is not ruled and influenced by them.

Lord Swaminarayan says in the verse 84 of the Shikshapatri, “My disciples shall reverently respect the five deities namely Vishnu, Shiv, Ganapati, Parvati and the Sun.” He also asks Acharya Maharajshree to perform Ganesh worship on the fourth day of bright (sud) half of month of Bhadrapad.

## સ્વાધ્યાય:

૧. ગણપતિના માતા અને પિતાના નામ લખો.
૨. ગણપતિનું માથું કોણે કાપી નાખ્યું?
૩. ગણપતિનું મોટું માથું શું સૂચવે છે?
૪. ગણપતિજીનું વાહન શું છે?
૫. ગણપતિનું મોટું પેટ શું સૂચવે છે?
૬. ચોકઠાં નીચે આપેલા શાકભાજીના નામોને ચોકઠામાંથી શોધી અને એની સામે એના અંગ્રેજીમાં અર્થ લખો.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| શ્રી | મૂ | ળા | સ્વા | દુ | મિ | ના | રા | ય | બ |
| ણ | મ | શ્રી | સ્વા | ધી | મિ | ભીં | ડા | ના | ટે |
| રા | ર | ય | ટ | મે | ટાં | ણ | શ્રી | સ્વા | ટાં |
| મિ | ચાં | ના | રા | ય | ણ | રીં | ગ | ણાં | શ્રી |
| સ્વા | મિ | ના | રા | જ્ઞા | હ | ળ | દ | ર | ણ |
| શ્રી | આ | સ્વા | ભા | જી | મિ | ના | રા | ણ | શ્રી |
| સ્વા | દુ | મિ | ના | રા | ય | ણ | શ્રી | સ્વા | કા |
| મિ | ના | લા | લ | મ | ર | ચાં | રા | ય | ક |
| ણ | શ્રી | સ્વા | મિ | ના | રા | ય | ણ | શ્રી | ડી |
| સ્વા | મિ | ના | ગા | જ | ર | કો | બી | રા | ય |

**દાખલો.** **આદુ = GINGER**

ભાજી = 
મૂળા = 
દુધી = 
ભીંડા = 
બટેટાં = 
કોબી = 
હળદર = 

ગાજર = 
મરચાં = 
લાલ મરચાં = 
રીંગણાં = 
કાકડી= 
ટમેટાં = 

# વાર્ષિક કેલેન્ડર

સામાન્ય રીતે વરસ એટલે પહેલી જાન્યુઆરીથી એકત્રીસમી ડિસેમ્બરનો સમય. કુલ ૩૬૫ દિવસ. તેમાં બાર મહિના આવે. નામ તો આપણને બધાને આવડે છે. પણ આપણું હિંદુ કેલેન્ડર જરાક જુદું છે. ચાલો આજે આપણે આ બન્ને કેલેન્ડરો વિશે વધારે જાણીએ.

ઇંગ્લેન્ડમાં આપણે સામાન્ય રીતે જે કેલેન્ડર વાપરીએ છીએ તેને ગેગેરીયન કેલેન્ડર કહેવાય છે. આ કેલેન્ડર સૂર્ય ઉપર આધારીત છે. પૃથ્વીને સૂરજની પરિભ્રમણા કરતાં જે સમય લાગે તે



આપણું એક વરસ પણ પૃથ્વીને સૂર્યની પરિભ્રમણા કરતાં ૩૬૫ દિવસથી ૬ કલાક વધારે વાર લાગે છે. દર વરસે આવતો આ ૬ કલાકનો ફરક દર ચાર વરસે એક દિવસનો થાય છે. આપણું કેલેન્ડર સૂરજની ગતિથી પાછળ ન રહી જાય તે માટે દર ચાર વરસે, વરસમાં એક દિવસ ઉમેરવામાં આવે છે. આપણે આ વરસને લીપ વરસ કહીએ છીએ તે વર્ષમાં ફેબ્રુઆરી મહિનામાં ૨૯ દિવસ આવે છે.

આપણી ઋતુઓ પણ સૂર્ય ઉપર આધારિત છે. ઇંગ્લેન્ડમાં ચાર ઋતુઓ આવે છે. ઋતુઓ અને તેના મહિનાઓ આ પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| Spring | વસંત | માર્ચ, એપ્રિલ, મે |
| Summer | ઊનાળો | જૂન, જૂલાઇ, ઓગષ્ટ |
| Autumn | પાનખર | સપ્ટેમ્બર, ઓક્ટોબર, નવેમ્બર |
| Winter | શિયાળો | ડિસેમ્બર, જાન્યુઆરી, ફેબ્રુઆરી |

આપણું હિંદુ કેલેન્ડર ચંદ્રની ગતિ ઉપર આધારિત છે. ચંદ્રને પૃથ્વીને પરિભ્રમણા કરતાં ૨૮ થી ૩૦ દિવસ લાગે. એ આપણો મહિનો. આ મહિનાના પહેલા (પડવાના) દિવસે ચંદ્ર પહેલી વાર દેખાય. પછીના પંદર દિવસ ચંદ્ર મોટો થતો જાય અને પંદરમા (પૂનમના) દિવસે ચંદ્ર પૂરેપૂરો મોટો થાય. આ પંદર દિવસના પખવાડિયાને સુદ કે શુકલ પક્ષ (અજવાળિયું) કહેવાય. પૂનમ પછી ચંદ્ર નાનકડો થતો જાય અને અમાસને દિવસે ચંદ્ર બિલકુલ ન દેખાય. આ પખવાડિયાને વદ કે કૃષ્ણ પક્ષ (અંધારિયું) કહેવાય. આમ આપણા મહિનામાં બે અગિયારસ–એકાદશી આવે છે. વરસમાં આવા બાર મહિના આવે. એટલે આપણું વરસ લગભગ ૩૬૦ દિવસનું થાય.

આપણા ધાર્મિક તહેવારો આપણા આ હિંદુ કેલેન્ડર ઉપરથી નક્કી કરવામાં આવે છે. પણ આપણને ખબર છે કે ઋતુઓ તો સૂરજની ગતિ ઉપર આધારિત છે. અને આપણા વરસમાં તો આખા ૬ દિવસ ઓછા થાય. ચાર પાંચ વરસમાં તો એક મહિનાનો ફરક પડી જાય. એટલે થોડાં વરસોમાં આપણા તહેવારો જૂદી જ ઋતુમાં આવવા માંડે.

મુસલમાનોનું કેલેન્ડર અને તેમના તહેવારો પણ ચંદ્ર ઉપર આધારિત છે. એટલા માટે તેમની ઇદ કે રમજાન દર વરસે એક જ ઋતુમાં નથી આવતા.

પણ આપણા તહેવારો તો દર વર્ષે એ જ ઋતુમાં આવે છે. જેમકે નવરાત્રિ અને દિવાળી દર વરસે પાનખર  ઋતુમાં જ આવે છે. હોળી અને રામનવમી દર વરસે વસંત  ઋતુમાં જ આવે છે. ગુરુપૂર્ણિમા અને જન્માષ્ટમી દર વરસે ઉનાળામાં  જ આવે છે. અને શિવરાત્રી હંમેશાં શિયાળામાં જ આવે છે.

ત્યારે આપણને જરૂર વિચાર આવે કે આમ કેમ? આનું સાચું કારણ આપણા પ્રાચીન ઋષિમુનિઓનું ખગોળશાસ્ત્ર (Astronomy) નું જ્ઞાન છે. એમને સૂર્ય અને ચંદ્રની ગતિ વિશે પૂરેપૂરું જ્ઞાન હતું. આપણા તહેવારો અને ઋતુઓ વચ્ચે સુમેળ જળવાઇ રહે તે માટે તેમણે અધિક માસની સગવડ ઊભી કરી છે. દર ચાર કે પાંચ વરસે આપણા હિંદુ કેલેન્ડરમાં એક મહિનો ઉમેરવામાં આવે છે. અને આ મહિનો પણ જ્યાં ત્યાં નહીં પણ એવી જગ્યાએ ઉમેરવામાં આવે છે કે આપણા તહેવારો અને ઋતુઓ સાથે બરાબર સુમેળ જળવાઇ રહે. આપણા માટે આ અધિક માસ ઘણો પવિત્ર ગણાય છે.

ભારતમાં યુ. કે. ની જેમ ચાર ઋતુઓ નથી આવતી પણ ત્રણ જ આવે છે. આ ઋતુઓ અને આપણા મહિનાઓ આ પ્રમાણે છે.



શિયાળો — કારતક, માગશર, પોષ, મહા



ઉનાળો — ફાગણ, ચૈત્ર , વૈશાખ, જેઠ



ચોમાસું — અષાઢ, શ્રાવણ, ભાદરવો, આસો

# આપણા તહેવારો

આપણે જાતજાતના તહેવારો ઉજવીએ છીએ, જેમકે દિવાળી, હોળી, રામનવમી, રક્ષાબંધન વગેરે. દરેક તહેવારનો મહિમા જુદો હોય છે. સામાન્ય રીતે તહેવારોને ત્રણ વિભાગમાં વહેંચી શકાય. ધાર્મિક, સામાજિક તથા રાષ્ટ્રીય. ઘણા તહેવારોને એક કરતાં વધારે વિભાગમાં પણ વહેંચી શકાય તેમ હોય છે. આજે આપણે આ ત્રણ પ્રકારના તહેવારો વિશે જાણીએ.

## ૧. ધાર્મિક તહેવારો.

જે તહેવારોની પાછળ મુખ્યત્વે ધાર્મિક ઉદ્દેશ હોય તેવા તહેવારો ધાર્મિક તહેવારો કહેવાય છે. આવા તહેવારોમાં મુખ્યત્વે ભગવાનના જન્મદિવસો આવે છે. જન્માષ્ટમીના દિવસે આપણે શ્રી કૃષ્ણ ભગવાનનો જન્મ દિવસ ઉજવીએ છીએ. રામનવમીના દિવસે આપણે શ્રી રામચંદ્ર ભગવાન તથા આપણા ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ ભગવાનનો પ્રાગટય દિવસ ઉજવીએ છીએ. આપણા સંપ્રદાયના બધા મંદિરોમાં આ દિવસે ભગવાનના પ્રાગટયની આરતી બહુ ધામધુમથી ઉતારવામાં આવે છે. એકાદશી પણ એક ધાર્મિક તહેવાર જ છે. આ દિવસે શિક્ષાપત્રીની આજ્ઞા અનુસાર સૌ સત્સંગીઓ ઉપવાસ કરે છે. ગુરુપૂર્ણિમાના દિવસે આપણે આપણા ગુરુનું પૂજન કરીએ છીએ. અને આ જ દિવસે આપણા વિલ્સડન મંદિરનો પાટોત્સવ પણ ઉજવીએ છીએ. ભગવાન શ્રી રામ ચૌદ વરસના વનવાસ બાદ અયોધ્યા પાછા પધાર્યા તે દિવાળીના દિવસે આપણે ઘરોમાં દીવા પ્રગટાવીએ છીએ અને ભગવાન પાછા પધાર્યા એની ખુશાલીમાં ફટાકડા ફોડી આનંદ વ્યકત કરીએ છીએ. શ્રી સ્વામિનારાયણ ભગવાને આપણને શંકર ભગવાનનો જન્મદિવસ – શિવરાત્રી, ગણેશજીનો જન્મદિવસ – ગણેશ ચોથ અને હનુમાન જયંતિ – ચૈત્ર સુદ પુનમ વગેરે દિવસો પણ ધામધૂમથી ઉજવવાની આજ્ઞા કરી છે. ફાગણ સુદ પૂનમ એટલે હોળીના દિવસે ભગવાને ભક્ત પ્રહલાદની અગ્નિ થકી રક્ષા કરી હતી. મહા સુદ પાંચમ એટલે વસંત પંચમીના દિવસે સ્વામિનારાયણ ભગવાને આપણા સૌના કલ્યાણ માટે શિક્ષાપત્રી લખી હતી. આ દિવસે આપણે શિક્ષાપત્રીનું વાંચન તથા પૂજન વિશેશપણે કરીએ છીએ.

## ૨. સામાજિક તહેવારો.

આવા તહેવારો દરેક સંપ્રદાયના માણસો ઉજવતા હોય છે. જો કે ઘણા સામાજિક તહેવારોની પાછળ ધાર્મિક ઇતિહાસ પણ રહેલો હોય છે. શ્રાવણ સુદ પુનમના દિવસે આપણે રક્ષાબંધનનો તહેવાર ઉજવીએ છીએ. આ દિવસે બહેનો પોતાના ભાઇઓને રાખડી બાંધે છે. બદલામાં ભાઇ બહેનને ભેટ આપે છે અને બહેનના રક્ષણની જવાબદારી સ્વીકારે છે. કારતક સુદ પડવાનો દિવસ એટલે નવા વરસનો પહેલો દિવસ. આ દિવસે આપણે સૌ સગાસબંધીઓને મળીને નવા વરસની શુભેચ્છાઓ પાઠવીએ છીએ. આ દિવસે ભગવાન શ્રી રામનો રાજ્યાભિષેક થયો હતો. ત્યારથી આપણે આ દિવસને વરસનો પહેલો દિવસ ગણીએ છીએ. આ દિવસે આપણે જુદી જુદી વાનગીઓના થાળ બનાવી ભગવાન આગળ ધરીએ છીએ. નવા વરસના બીજા દિવસે આપણે ભાઇબીજ ઉજવીએ છીએ. આ દિવસે બહેનો પોતાના ભાઇને પ્રેમપૂર્વક જમાડે છે. હોળીના બીજા દિવસે આપણે ધૂળેટી ઉજવીએ છીએ. આ દિવસે આપણે એક બીજા ઉપર રંગ ઉડાડી ખુશાલી વ્યકત કરીએ છીએ. આપણા સંપ્રદાયમાં આ દિવસ નરનારાયણ જયંતિ તરીકે પ્રખ્યાત છે. આ દિવસે ભગવાન શ્રી નરનારાયણ દેવને ફૂલના હિંડોળામાં ઝુલાવવામાં આવે છે.

### ૩. રાષ્ટ્રીય તહેવારો.

દેશ – રાષ્ટ્ર સાથે સબંધ ધરાવતા તહેવારોને રાષ્ટ્રીય તહેવારો કહેવાય છે. પંદરમી ઓગષ્ટના દિવસે ભારત દેશ બ્રિટીશ શાસનમાંથી સ્વતંત્ર થયો હતો એટલે આપણે આ દિવસ સ્વતંત્રતા દિવસ તરીકે ઉજવીએ છીએ. છવ્વીસમી જાન્યુઆરીનો દિવસ ભારતનો પ્રજાસત્તાકદિન તરીકે ઉજવાય છે. દેશની આઝાદી અને ઉન્નતિ માટે જે રાજકીય નેતાઓનો ફાળો અમૂલ્ય હોય તેવા નેતાઓના જન્મદિવસો પણ રાષ્ટ્રીય તહેવાર તરીકે ઉજવાય છે. જેમકે ભારતમાં બીજી ઓકટોબર ગાંધીજયંતિ અને ચૌદમી નવેમ્બર નહેરુજયંતિ તરીકે ઉજવાય છે.

યુ.કે.માં આપણે ધાર્મિક તહેવારોમાં ક્રીસમસ તથા ઇસ્ટર, સામાજિક તહેવારોમાં પહેલી જાન્યુઆરી તથા રાષ્ટ્રીય તહેવારોમાં રાણીનો જન્મદિવસ ઉજવીએ છીએ. અમેરિકામાં થેન્કસગીવીંગ દિવસ સામાજિક તહેવાર તરીકે અને ચોથી જુલાઇ સ્વતંત્રતા  દિવસ તરીકે ઉજવાય છે.

## સ્વાધ્યાય

નીચેના વાક્યોમાં નીચે લીટી દોરેલા શબ્દની જગ્યાએ સાચો શબ્દ લખો.

૧. ભગવાનના જન્મદિવસની ઉજવણી રાષ્ટ્રીય તહેવાર ગણાય.
૨. શ્રી સ્વામિનારાયણ ભગવાનનો જન્મદિવસ જન્માષ્ટમીને દિવસે આવે છે.
૩. એકાદશીના દિવસે સત્સંગીઓને પાર્ટી કરવાની આજ્ઞા છે.
૪. ભગવાન શ્રી રામને ૧૨ વરસ વનમાં રહેવું પડયું હતું.
૫. બેસતા વરસનો તહેવાર સૌનો અણગમતો તહેવાર છે.
૬. રક્ષાબંધનના દિવસે બહેનો પોતાના ભાઈને પાઘડી બાંધે છે.
૭. શ્રાવણ સુદ પુનમને દિવસે હોળીનો તહેવાર ઉજવાય છે.
૮. શ્રી સ્વામિનારાયણ ભગવાન અને શ્રી કૃષ્ણ ભગવાનનો જન્મદિવસ એક જ દિવસે ઉજવાય છે.
૯. ભગવાન શ્રી રામ હોળીને દિવસે અયોધ્યા પાછા પધાર્યા હતા.
૧૦. ફાગણ સુદ પુનમને દિવસે હનુમાન જયંતિ આવે છે.
૧૧. શ્રી સ્વાનિારાયણ ભગવાને શિક્ષાપત્રી આષાઢ સુદ પાંચમને દિવસે લખી હતી.
૧૨. નવા વરસના દિવસે સૌ એકબીજાને શ્રાપ આપે છે.
૧૩. હોળીના દિવસે આપણે એકબીજા ઉપર રંગ ઉડાડીએ છીએ.
૧૪. રામનવમીને દિવસે શ્રી નરનારાયણ દેવને હિંડોળામાં ઝૂલાવીએ છીએ.
૧૫. પહેલી જૂલાઈ અમેરીકાનો સ્વતંત્રતા દિવસ છે.
૧૬. પંદરમી ઓગષ્ટ ભારતનો પ્રજાસત્તાક દિવસ છે.

## ઘરકામ

તમે સવારના નિશાળે ચાલતા જતા હતા. રસ્તામાં બે ગાડીઓ વચ્ચે એક ગંભીર અકસ્માત થયો. આ વિષય ઉપર ૧૫૦ શબ્દોનો એક નિબંધ લખો.

નિબંધમાં અકસ્માત કેવી રીતે થયો, ગાડીઓને કેટલું નુકશાન થયું, ડ્રાઇવરને શું ઈજા થઇ અને કઇ ગાડીના ડ્રાઇવરની કઇ ભૂલથી આ અકસ્માત થયો તેટલી બાબતનો સમાવેશ કરજો.

# હોળી



આપણે ઘણા તહેવારો ઉજવીએ છીએ. પણ આ બધા તહેવારો આપણે શા માટે ઉજવીએ છીએ? તહેવારો પાછળ રહેલો ઇતિહાસ કે એનો મહિમા શું આપણે જાણીએ છીએ? રામનવમી કે જન્માષ્ટમી જેવા ધાર્મિક તહેવારોનું મહત્વ આપણને ખબર છે. એ ભગવાનના જન્મદિવસો છે એટલે આપણે ઉજવીએ છીએ. પણ હોળીનો તહેવાર આપણે શા માટે ઉજવીએ છીએ?

ભારત ખેતીપ્રધાન દેશ છે એટલે ભારતના સામાજિક તહેવારો ખેતીની ઋતુ પ્રમાણે આવે છે. શિયાળો ઉતરતાં ખેતરમાં પાક પાકી ગયો હોય તેવા સમયે, વસંત ઋતુમાં હોળીનો તહેવાર આવે છે. વસંતને જેમ ઋતુઓનો રાજા કહે છે તેમ હોળીને તહેવારોનો રાજા કહેવામાં આવે છે. અનાજના છોડવા ઉપરથી અનાજ ઉતારીને ઘરમાં રાખી દીધું હોય અને અનાજના રાડાં વધ્યાં હોય તેનો નિકાલ કરવો જરૂરી બને છે. હોળીના દિવસે તેની ધૂણી સળગાવવામાં આવે છે. પાક સારો પાકયો હોય એની ખુશાલીમાં ભગવાનને નારિયેળ ધરાવવામાં આવે છે. સમૂહમાં આનંદ મનાવવા ગોળધાણાનો પ્રસાદ પણ વહેંચવામાં આવે છે.

વસંત ઋતુમાં કેસૂડાંના ઝાડ ઉપર કેસરી રંગના સુંદર ફૂલો આવેલાં હોય છે. કેસૂડાંના ફૂલમાં અબીલ-ગુલાલ નાંખી રંગ બનાવવામાં આવે છે. હોળીના બીજા દિવસને ધૂળેટી કહેવાય છે. ધૂળેટીના દિવસે આ રંગ સૌ એકબીજા ઉપર ઉડાડે છે.

સારા પાકની આમ સૌ ખુશાલી મનાવે છે.

સ્વામિનારાયણ ભગવાન પણ અનેક વાર સંતો અને હરિભક્તો સાથે રંગોત્સવ રમ્યા છે.

ઘણા તહેવારો પાછળ એક કરતાં વધુ બાબત છુપાયેલી હોય છે. એમ હોળી પાછળ ધાર્મિક ઇતિહાસ પણ રહેલો છે.

હિરણ્યકશિપુ નામે એક રાક્ષસ હતો. રાક્ષસ એટલે ભગવાનને તો બિલકુલ ન માને! એને પ્રહલાદ નામે એક દીકરો. પ્રહલાદજી ભગવાનના પાકા ભક્ત. બાપ સમજાવે, લાલચ આપે, ધમકી આપે પણ પ્રહલાદ ભગવાનનું ભજન ન છોડે. હિરણ્યકશિપુએ પ્રહલાદને મારી નાખવા ઘણા ઉપાયો કર્યા. પણ એ બધામાંથી ભગવાને એનું રક્ષણ કર્યું. છેવટના ઉપાય તરીકે હિરણ્યકશિપુએ એની બહેન હોળીકાની સહાય માગી. આ હોળીકા પાસે એક એવી ચૂંદડી હતી કે એ ચૂંદડી ઓઢીને એ આગમાં બેસે તો આગ એને અડે નહીં, એટલે હોળીકા આગમાં બળે નહીં. એક દિવસ એક મોટી ચિત્તા ખડકી. હોળીકા પ્રહલાદજીને ખોળામાં લઇને ચિત્તામાં બેઠી. ચિત્તા સળગાવવામાં આવી. પણ જેનું રક્ષણ ભગવાન કરે છે તેવા ભક્ત પ્રહલાદને તો કાંઇ ન થયું! અને જેને ન બળવાનું વરદાન હતું તેવી હોળીકા બળીને ભસ્મ થઇ ગઇ. આ દિવસથી આપણે હોળીનો તહેવાર ચિત્તા સળગાવીને ઉજવીએ છીએ.



ધૂળેટી શ્રી નરનારાયણ ભગવાનનો જન્મદિવસ છે. આપણા સંપ્રદાયમાં આ દિવસ ફૂલડોલોત્સવ તરીકે પ્રખ્યાત છે.

સહસ્ત્રકુંચી નામે એક રાક્ષસ હતો. સહસ્ત્ર એટલે હજાર અને કુંચી એટલે બખ્તર. તપ કરીને બ્રહ્મા પાસે હજાર બખ્તર માગેલાં. પાછાં બખ્તર કેવાં! જે માણસ એક હજાર વર્ષ બ્રહ્મચર્ય પાડીને તપસ્યા કરે અને એની સાથે એક હજાર વરસ યુદ્ધ કરે ત્યારે એક બખ્તર તૂટે. હવે એવો તો કોઇ માણસ જગતમાં સંભવી ન શકે! એટલે સહસ્ત્રકુંચીએ બધાને હેરાન કરવાનું શરૂ કર્યું. જગતને સહસ્ત્રકુંચીથી બચાવવા ભગવાને બે જોડીયા સ્વરૂપે અવતાર ધારણ કર્યો. નર અને નારાયણ. વારાફરતી એક સ્વરૂપે ભગવાન તપ કરે અને બીજા સ્વરૂપે સહસ્ત્રકુંચી સાથે યુદ્ધ કરે. અને અંતે સહસ્ત્રકુંચીને હરાવ્યો.

તે દિવસથી આજ દિવસ સુધી નરનારાયણ ભગવાન ભક્તોના કલ્યાણને માટે બદ્રિકાશ્રમમાં તપ કરે છે.

સ્વામિનારાયણ ભગવાને અમદાવાદમાં સૌ પથમ મંદિર તૈયાર કર્યું તેમાં શ્રી નરનારાયણદેવની મૂર્તિ પધરાવી છે. અને વચનામૃતમાં આજ્ઞા કરી કે આ નરનારાયણદેવને શ્રી હરિનું પોતાનું જ સ્વરૂપ જાણવુ. આપણા સંપ્રદાયના બધા મંદિરોમાં આ દિવસે આપણે નરનારાયણદેવના પ્રાગટયની આરતી ઉતારીએ છીએ.

**અઘરા શબ્દો :**

| | | |
|---|---|---|
| રાડાં | = | અનાજના છોડના વધેલાં થડ, Straw |
| સહાય | = | મદદ |
| ભસ્મ | = | રાખ |
| જોડીયા | = | એક સરખા લાગતા,**Twins** |

## ઘરકામ

તમે રજાઓમાં ભારતમાં તમારા ગામ ફરવા ગયા છો. નીચેની બાબતોનો સમાવેશ કરી, તમારી માતાને ગુજરાતીમાં પત્ર લખો. પત્ર આશરે ૧૦૦ શબ્દોનો હોવો જોઇએ. પત્રની ગોઠવણી બરાબર થવી જોઇએ.

તમારી મુસાફરી કેવી રહી હતી?
How was your journey?
તમે ક્યારે પહોંચ્યા અને કોણ લેવા આવ્યું હતું?
When did you reach there and who came to receive you?
ત્યાંનું હવામાન કેવું છે?
How is the weather there?
ત્યાં તમે શું ખરીદી કરી?
What shopping have you done there?

# મહા શિવરાત્રી



શિવ એટલે સારું. સૌને માટે અને સદાય માટે સારું એટલે સદાશિવ. શિવજી હમેશાં જગતનું કલ્યાણ કરે છે એટલે તેમનું શિવ નામ સાર્થક છે. શિવજી પ્રલય સમયે જગતનો વિનાશ કરે છે એટલે તેમને શંકર પણ કહે છે. સર્વ દેવોમાં શિવજીને મહાન કહેલા છે એટલે તેમને મહાદેવ પણ કહે છે.

સર્વાવતારી સ્વામિનારાયણ ભગવાને શિક્ષાપત્રીમાં શિવજીનો ઉલ્લેખ પાંચ જગ્યાએ કરેલો છે. ૮૪ મા શ્લોકમાં શ્રીજી મહારાજે જે પાંચ દેવોને મુખ્યપણે માનવાના કહ્યા છે તેમાં શિવજીનો સમાવેશ કરેલો છે. આ પાંચ દેવોમાં શિવજી ઉપરાંત તેમનાં પત્ની પાર્વતી તથા પુત્ર ગણેશનો પણ સમાવેશ થાય છે. ૪૭મા શ્લોકમાં મહારાજે શિવ અને નારાયણનું એકાત્મપણું કહેલું છે. એટલે કે શિવ અને નારાયણ વચ્ચે આપણે ભેદ ન સમજવો. શિવજીના મંદિરને શિવાલય કહેવાય છે. શ્રીજી મહારાજ શિક્ષાપત્રીના ૨૩મા શ્લોકમાં કહે છે કે રસ્તે જતાં વચ્ચે શિવાલય આવે તો તેનું પ્રેમપૂર્વક દર્શન કરવું. શ્રાવણ માસમાં શિવજીનું બિલ્વીપત્રથી પૂજન કરવાની આજ્ઞા મહારાજે ૧૪૯મા શ્લોકમાં કરી છે.

આપણે જેમ રામનવમી–સ્વામિનારાયણ જયંતિ તથા શ્રી કૃષ્ણ જન્માષ્ટમીના દિવસે ઉપવાસ વ્રત કરીએ છીએ તેવી જ રીતે મહાશિવરાત્રીના દિવસે પણ ઉપવાસ વ્રત કરવાનો આદેશ શ્રી હરિએ શિક્ષાપત્રીના ૭૯મા શ્લોકમાં કરેલો છે. શિવરાત્રી મહા વદ ચૌદસના દિવસે આવે છે. શિવજીનો જન્મ મધ્યરાત્રીએ ઉજવવામાં આવે છે.

દેવો અને દાનવોએ જ્યારે સમુદ્રમંથન કર્યું ત્યારે સમુદ્રમાંથી ચૌદ રત્નો, અમૃત તથા લક્ષ્મીદેવી નીકળ્યાં તે પહેલાં હળાહળ ઝેર નીકળ્યું હતું. એ ઝેર જગતનો વિનાશ કરે તે પહેલાં ભગવાનની આજ્ઞાથી શિવજીએ એ ઝેર સ્વીકારી પોતાના ગળામાં ભરી રાખ્યું. તેથી તેમનું ગળું કાળું પડી ગયું છે. આથી શિવજીને નિલકંઠ પણ કહે છે.

વચનામૃતમાં મહારાજે શિવજીને ઉત્તમ બ્રહ્મચારી અને શ્રેષ્ઠ વૈષ્ણવ કહ્યા છે. શ્રી હરિ જેમ યુગે યુગે અવતાર ધારણ કરે છે તેમ શિવજીના અવતાર નથી થતા. તેઓ સદાકાળ પ્રગટ રહે છે. રામાવતારમાં ભગવાન શ્રી રામ જંગલમાં સીતાજીની શોધ કરતા હતા ત્યારે શિવપાર્વતી તેમના

દર્શને આવ્યાં હતાં. શ્રી સ્વામિનારાયણ ભગવાન નિલકંઠવર્ણી સ્વરૂપે વનવિચરણ કરતાં કરતાં પાંચ દિવસના ઉપવાસી થયા હતા ત્યારે શિવપાર્વતી ભગવાનને સાથવો જમાડવા આવ્યાં હતાં. ભગવાન જ્યારે કથા કરતા ત્યારે શિવજી પણ કથા સાંભળવા આવતા એવું શ્રી હરિએ પોતે વચનામૃતમાં કહ્યું છે.

શાસ્ત્રોમાં શંકરનું ધામ કૈલાસ કહ્યું છે જે હિમાલય પર્વતની ટોચ ઉપર આવેલું છે. શિવજી પોતે વૈરાગ્યવાન છે તેથી તેમનો વાસ સ્મશાનમાં કહેલો છે. તેઓ માત્ર વલ્કલ વસ્ત્ર જ ધારણ કરે છે. શરીર પર ભસ્મ-રાખ ચોપડે છે. હાથમાં અને ગળામાં સાપ વીંટાળેલ રાખે છે.

જ્યારે ભગીરથ રાજાએ ગંગાદેવીને સ્વર્ગમાંથી ધરતી ઉપર આવવા રાજી કર્યા ત્યારે ગંગાનો પ્રવાહ ઝીલવા કોઇ સમર્થ ન હતું. ત્યારે શિવજીએ ગંગાનો પ્રવાહ પોતાની જટામાં ઝીલ્યો હતો એટલે તેમની મૂર્તિમાં જટામાંથી ગંગા વહેતી દેખાય છે. શિવજીએ ચંદ્રને શ્રાપમુક્ત કર્યો હતો ત્યારથી ચંદ્ર તેમના મસ્તક પર બિરાજમાન છે. શંકર થોડાક તપથી રાજી થઇ જાય છે એટલે એમને ભોળાનાથ અને આશુતોષ પણ કહેવાય છે.

**અઘરા શબ્દો :**

| | | |
|---|---|---|
| ઉલ્લેખ | = | Mention |
| બિલ્વીપત્ર | = | એક જાતના ઝાડનાં પાંદડાં |
| દાનવ | = | રાક્ષસ, Demon |
| નૈષ્ઠિક | = | બહુ કઠણ રીતે વ્રત કરે તેવા |
| બ્રહ્મચારી | = | Celibate |
| શ્રેષ્ઠ | = | સૌથી સારા |
| વલ્કલ | = | હરણનું ચામડું |
| સ્વર્ગ | = | Heaven |

## સ્વાધ્યાય

૧. શિવજીના બીજાં ચાર નામ જણાવો.
૨. શિક્ષાપત્રીના ચોરાશીમા શ્લોકમાં શ્રીજી મહારાજે શી આજ્ઞા કરી છે?
૩. શિવજીની મૂર્તિનું વર્ણન લખો.
૪. વચનામૃતમાં શ્રીજી મહારાજ શિવજી વિશે શું કહે છે?

## ઘરકામ

**નીચેના દરેક તહેવારો વિશે ચાર ચાર વાકયો લખો.**

દિવાળી, હોળી, ગુરુપૂર્ણિમા, જન્માષ્ટમી,
હરિ જયંતિ, રામ નવમી, શિવરાત્રી

**નીચેના સામાજિક તહેવારો વિશે ચાર ચાર વાકયો લખો.**

રક્ષાબંધન, નવું વરસ, ભાઈ બીજ

**નીચેના ભારતના રાષ્ટ્રીય તહેવારો વિશે ચાર ચાર વાકયો લખો:**

સ્વતંત્રતા દિવસ, પ્રજાસત્તાકદિવસ

# આપણા તહેવારો



નીચેનામાંથી કોઇ પણ એક તહેવાર પસંદ કરો.
હોળી, રામનવમી, સ્વામિનારાયણ જયંતિ, જન્માષ્ટમી, દિવાળી/બેસતું વરસ

તહેવાર પાછળનો ઈતિહાસ

તહેવાર સાથે સંકડાયેલ ભગવાનનું જીવન ચરિત્ર



મંદિરમાં આ તહેવાર કેવી રીતે ઉજવાય છે?

તમે તે દિવસે શું શું કરો છો?

આ તહેવાર આપણને શું શીખવે છે?





## ઘરકામ

**પોલીસે આપેલી આ સલાહો વાંચી સાચા જવાબ સામે ( √ ) કરો.**

**આ વિસ્તારમાં થતા ગુના અટકાવવામાં અમને મદદ કરો**

- મોડી રાત્રે એકલા ચાલીને બહાર જશો નહીં.
- અંધારા વિસ્તારમાંથી ટૂંકો રસ્તો લેશો નહીં.
- ન ઓળખતા હો એવા માણસની કારમાં કદી જશો નહીં.
- આગગાડીમાં બીજા ઉતારૂ હોય ત્યાં બેસો.
- ઘરની લગભગ નજીક આવી ગયા હો તો પણ ચેતીને રહેજો.
- તમારી ચાવી તૈયાર રાખો જેથી તમે ઘરમાં જલદીથી જઈ શકો.
- જો તમને કોઇ હેરાન કરે તો મદદ માટે ખૂબ જોરથી બૂમો પાડો.

**દાખલો :** આ સલાહ છે રસ્તામાં

અ. ગુના ઓછા કરવા (√)
બ. અવાજ ઓછો કરવા ( )
ક. પ્રદૂષણ અટકાવવા ( )

૧. રાતે બહાર ન જાવ

અ. ક્યારેય ( )
બ. એકલા ( )
ક. મિત્રો સાથે ( )

૨. અંધારી જગ્યાએથી

અ. દોડીને જાવ ( )
બ. બત્તી લઇને જાવ ( )
ક. નાનો રસ્તો ન લો ( )

૩. ન જાઓ

અ. ટેક્ષીમાં ( )
બ. મિત્રની ગાડીમાં ( )
ક. જાણતા ન હો તેની ગાડીમાં ( )

૪. આગગાડીમાં બેસો

અ. લોકો હોય ત્યાં ( )
બ. એકલા ( )
ક. દરવાજાની બાજુમાં ( )

૫. ઘરની બાજુમાં પહોંચો ત્યારે ચાલો

અ. જલદી ( )
બ. ધીમે ( )
ક. સંભાળીને ( )

૬. ઘરમાં જલદી જવા માટે

અ. પાછળના બારણે જાવ ( )
બ. ચાવી હાથમાં રાખો ( )
ક. જોસથી ઘંટડી વગાડો ( )

૭. કોઇ હેરાન કરે ત્યારે મદદ માટે

અ. પોલીસને બોલાવો ( )
બ. રાડો પાડો ( )
ક. સામા થાઓ ( )

# ધર્મવંશી આચાર્ય

શ્રી સ્વામિનારાયણ ભગવાને ધરતી ઉપર અવતાર ધારણ કરી આપણા સૌના કલ્યાણ માટે નવા સંપ્રદાયની સ્થાપના કરી. ભવિષ્યમાં પણ આ સત્સંગ બરાબર ટકી રહે તે માટે ભગવાને સત્સંગને ચાર પાયા ઉપર સ્થાપ્યો છે. (૧) દેવ, (૨) સંતો, (૩) સત્શાસ્ત્રો અને (૪) ધર્મવંશી આચાર્ય આ આપણા સત્સંગના ચાર પાયા.

મહારાજના સમયમાં જ આપણો સત્સંગ બહુ વિશાળ થઈ ગયો હતો. તેની વ્યવસ્થા કેવી રીતે કરવી તેનો શ્રીજી મહારાજે બહુ વિચાર કર્યા બાદ આચાર્યપદની ગોઠવણ કરી છે. શ્રીજી મહારાજે સંપ્રદાયના બે વિભાગ કર્યા તે તો માત્ર સારી વ્યવસ્થા માટે જ છે. ભગવાને સંપ્રદાયના બે ભાગ નથી કર્યા. શ્રીજી મહારાજે પોતાના ભત્રીજાઓને ગાદી ઉપર બેસાડયા તે પહેલા જ તેમને દત્તક લીધા હતા. આમ મહારાજે પોતે પોતાના દીકરાઓને ગાદી ઉપર બેસાડયા છે.

શ્રી સ્વામિનારાયણ ભગવાને જ્યારે પ્રથમ આચાર્યોને ગાદીએ બેસાડયા ત્યારે તેમણે દેશ વિભાગ નામે એક લેખ લખાવ્યો હતો જેના ઉપર તે સમયના આગેવાન હરિભક્તો અને સંતોની સહીઓ પણ છે. આમ ભગવાને આચાર્યપદની સ્થાપના સૌ સત્સંગીઓને સાથે રાખીને કરી હતી. સરકાર અને અદાલત તરફથી આ 'દેશવિભાગ લેખ' ને સ્વામિનારાયણ સંપ્રદાયના બંધારણ તરીકે માન્ય પણ રાખવામાં આવેલ છે.

છતાં પણ આપણને ઘણી વખત વિચાર આવે કે ગૃહસ્થ આચાર્ય શા માટે? શ્રીજી મહારાજના સંતો સ્ત્રી અને ધનના ત્યાગી છે. ભગવાને મોટાં મંદિરો બનાવ્યાં, તો હવે મંદિરોની દેખભાળ કોણ કરે? સ્ત્રીઓને ધર્મનો ઉપદેશ કોણ કરે? હરિભક્તો અને સંતો વચ્ચેના મતભેદો કોણ દૂર કરે? આ બધું કામ જો કોઈ એક વ્યકિત કરી શકે તો એ ગૃહસ્થ આચાર્ય.

એટલા માટે જ શ્રી સ્વામિનારાયણ ભગવાને આચાર્યને સંપ્રદાયના ગુરુપણે સ્થાપિત કર્યા છે. (શિક્ષાપત્રી શ્લોક ૧૨૮). તેમને આજ્ઞા કરી કે તેમણે સૌ સત્સંગીને ધર્મમાં વર્તાવવા. (શિ. શ્લો. ૧૨૯). આચાર્ય મહારાજનાં પત્ની-પરમ પૂજ્ય ગાદીવાળાં - સત્સંગ સમાજની સ્ત્રીઓમાં ધર્મનો ઉપદેશ કરે છે. આ બધું તો આપણે શિક્ષાપત્રીમાં કરેલી આજ્ઞા પ્રમાણે જાણીએ જ છીએ. છતાં આપણને ઘણી વખત સવાલ થાય કે ભગવાને પોતાના ભત્રીજાઓને ગાદી કેમ આપી? કદાચ પ્રથમ આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ અને શ્રી અયોધ્યાપ્રસાદજી સર્વરીતે લાયક હતા, પણ તેમના વંશમાં જન્મનાર ભાવિ પેઢી પણ ગુણવાન જ થશે તે કેમ ખબર પડે?

આપણો જન્મ કયાં થાય છે તે નક્કી કરનાર કોણ? આપણે તો નહીં જ! આપણા ગયા જન્મના કર્મ પ્રમાણે ભગવાન આપણને યોગ્ય કુળમાં જન્મ આપે છે. ગયા જન્મમાં આપણે કોઈ સારાં કામો કર્યા હશે એટલે આ વખતે આપણો જન્મ સત્સંગી કુળમાં થયો છે. તે જ પ્રમાણે કોઈક પુણ્યશાળી જીવનો જ જન્મ ધર્મકુળમાં થાય છે. આપણા હાથે કદાચ કોઈ સારા કામ થાય છે તેમાં આપણું કાંઈ જ નથી પણ કેવળ ભગવાનની દયા જ છે. એટલે જે જીવ ઉપર ભગવાનની દયા અને ઈચ્છા હોય તેનો જ જન્મ ધર્મકુળમાં થાય છે, અને તેમના હાથે જ સંપ્રદાયની સેવા થાય છે.

ઘણી વખત આપણને કહેનારા મળે છે કે શ્રીજી મહારાજે માત્ર તેમના ભત્રીજા તથા તેમના વંશજોની કમાણી કરવા માટે આચાર્યપદની વ્યવસ્થા કરી હતી. દાદા ખાચર જેવા અનેક રાજાઓ ભગવાન માટે સર્વસ્વનો ત્યાગ કરવા તૈયાર હતા. સવાલ જો કમાણીનો હોત તો મહારાજ શું આવાં એક-બે રાજ્ય ન અપાવત? પોતાના દીકરાઓ માટે મિલકત ભેગી કરે તે તો આપણા જેવા પામર જીવ હોય. તો શું ભગવાન પણ આપણા જેવા જ થયા?

આપણે ભગવાનને કેવા જાણીએ છીએ? ભગવાન સર્વ ધામના ધામી છે, સર્વે અવતારના અવતારી એટલે કે સર્વ અવતારના ધારણ કરનાર છે. ભગવાને પોતે જ કહ્યું છે કે મારા જન્મ અને કર્મને દિવ્ય જાણનાર જ સાચું જાણે છે અને તેનો જ મોક્ષ થશે. અને આપણે ભગવાનની દિવ્યલીલાઓને આપણા કામો સાથે સરખાવીએ તે કેવું લાગે?

શ્રીજી મહારાજે આચાર્ય મહારાજને આપણા સંપ્રદાયના ગુરુપદે બેસાડયા તેની સાથે તેમને સત્સંગના મોવડી પણ બનાવ્યા છે. ભગવાનના સ્વધામ ગયા બાદ સત્સંગમાં ભગવાનના અપર સ્વરૂપે આચાર્યશ્રી છે.

નવા સત્સંગીઓને ગુરુમંત્ર આપીને દીક્ષા આપવી, નવા સંતોને દીક્ષા આપવી, નવા મંદિરો બનાવી તેમાં શ્રીજીસ્વરૂપની સ્થાપના કરવી અને સંપ્રદાયનાં નવાં શાસ્ત્રોને માન્યતા આપવી એ બધી જવાબદારીઓ આચાર્યશ્રીની છે. આ કાર્યો તેમના સિવાય કોઈ ન કરી શકે. એટલે જે મંદિરમાં ભગવાનની મૂર્તિઓ આચાર્ય મહારાજશ્રીએ ન પધરાવી હોય તે મૂર્તિમાં ભગવાનનો વાસ નથી હોતો. અને જે સંતોએ આચાર્ય મહારાજશ્રી પાસે દીક્ષા નથી લીધી તે સ્વામિનારાયણ સંપ્રદાયના સંતો પણ ન ગણાય. અને આચાર્ય મહારાજશ્રીની આજ્ઞા વગર બનેલાં શાસ્ત્રો આપણા સંપ્રદાયના ગ્રંથો ન ગણાય.

આમ સર્વે અધિકાર આપ્યા છતાં પણ શ્રી હરિએ શિક્ષાપત્રીના ૧૨૯મા શ્લોકમાં સરસ આજ્ઞા કરી કે તેમણે સંતોને આદર થકી માનવા, અને સત્શાસ્ત્રોનો અભ્યાસ આદર થકી કરવો કેમ કે શાસ્ત્રોના અભ્યાસ વગર સત્સંગની સાચી સમજણ આવતી નથી.

શ્રીજી મહારાજે ધર્મવંશી આચાર્યપદની જે વ્યવસ્થા કરી છે તેની આપણે પૂરેપૂરી મર્યાદા સાચવવી જોઈએ. આપણે સૌ સત્સંગીઓએ આચાર્ય મહારાજશ્રી સાથે કેવી રીતે વર્તવું તે શિક્ષાપત્રીમાં વિગતવાર લખેલ છે. અને આપણે એવી રીતે જ વર્તવું જોઈએ. એમાં જ ભગવાનનો રાજીપો છે.



શ્રી નરનારાયણ દેશના હાલના આચાર્ય
શ્રી કૌશલેન્દ્ર પ્રસાદજી મહારાજ



ભાવિ આચાર્ય લાલજી શ્રી
વૃજેન્દ્રપ્રસાદજી મહારાજ

# બોલતો બકરો

એક હતો રાજા. આમ તો બધી રીતે સારો અને સુખી હતો. રાજ્યનો કારભાર સારી રીતે ચાલતો હતો, રાણી પણ અનુકૂળ હતી, પુત્ર પણ ગુણિયલ હતો. આમ બધી રીતે સુખી હતો. પણ ભગવાન જો ઘણુ સુખ આપે તો થોડું દુઃખ પણ આપે. દુઃખ પણ એટલું બધું મોટું ન હતું. રાજાને ઉધરસની બિમારી હતી. શિયાળાની ઠંડી હોય કે ઉનાળાની ગરમી હોય, બસ આખો દિવસ ઉધરસ આવ્યા જ રાખે. ફક્ત રાતે સૂવા જાય ત્યારે ઉધરસ બંધ થાય. ઘણા દાકતરો અને વૈદ્યો પાસે જાતજાતની દવાઓ કરાવી. કોઈએ ગોળી આપી તો કોઈએ પીવાની દવા આપી, કોઈએ ગળે ચોપડવાની દવા આપી તો કોઈએ ખાવાની ફાકી આપી. પણ ઉધરસ કોઈ રીતે મટી નહીં.

એક વખત રાજાના રાજ્યમાં એક પરદેશી બાવો આવ્યો. તેને રાજાની બિમારીના સમાચાર મળ્યા એટલે એ ગયો રાજા પાસે. બાવાના મનમાં એમ કે મારાથી જો રાજાની ઉધરસ મટે તો રાજા મને મોટું ઈનામ આપે. બાવાએ રાજાને કહ્યું, 'રાજાજી, મારી પાસે આપની ઉધરસની દવા છે. રાજા રાજી થયો, અને બાવાને દવા પૂછી. બાવો કહે, 'મહારાજ, એક બકરો વધેરવાની માનતા રાખો. એક અઠવાડીયા સુધી એક બકરાની પૂજા કરો. અઠવાડીયું પૂરું થાય એટલે તે બકરાને તમારે વધેરવાનો. એક બાજુ બકરો વધેરાય અને બીજી બાજુ તમારી ઉધરસ બંધ.'

રાજાને થયું કે આ ઉધરસ માટે આજ સુધી કેટલા બધા ઉપાયો કર્યા છે તો આ એક વધારાનો.



રાજાએ એક સરસ મજાનો બકરો મંગાવ્યો. બકરાના કપાળમાં કંકુનો ચાંદલો કર્યો, ગળામાં ફૂલનો હાર પહેરાવ્યો અને દરરોજ સવારના બકરાની પૂજા કરે. પૂજા કરીને બકરાને રોજ લીલું ઘાસ પણ ખાવા આપે. અઠવાડીયું પૂરુ થતાં રાજાએ બકરાને વધેરવાની તૈયારી કરી. રાજાએ બકરાને વધેરવા જ્યાં તલવાર ઉંચી કરી ત્યાં તો બકરો હસ્યો. રાજાને નવાઇ લાગી અને તલવારવાળો હાથ નીચે નમી ગયો. રાજાએ ફરીથી તલવાર ઉગામી. હવે બકરો રડયો. હવે રાજાથી રહેવાયું નહીં. રાજાએ બકરાને પૂછયું, "બકરા, તું ઘડીમાં હસે છે અને ઘડીમાં રડે છે. બકરો થઇને તું આમ કરે તે બહુ નવાઇ કહેવાય. આની પાછળ જરૂર કંઈક રહસ્ય હશે."

બકરાએ એક વખત આકાશ તરફ જોયું અને પછી બોલ્યો, "હું પહેલાં હસ્યો. કેમકે આ મારો બકરાનો છેલ્લો અવતાર છે. તું મને મારીશ એટલે મને હવે બકરો નહીં બનવું પડે. એક જમાનામાં હું પણ રાજા હતો. એક વખત યજ્ઞમાં મેં એક બકરાનું બલિદાન આપ્યું હતું એટલે મારે સાત વાર બકરાનો અવતાર લેવો પડયો હતો. છ વાર મારું બલિદાન અપાયું છે. સાતમી વાર બલિદાન અપાય એટલે મારી સજા પૂરી થશે. હવે બકરામાંથી હું માણસ બની શકીશ."

'તો પછી તું રડયો કેમ?'

"હસ્યા પછી રાજા, મને તમારો વિચાર આવ્યો. મને થયું કે આવો સારો રાજા કોઈક બાવાના કહેવાથી આવું મોટું પાપ કરવા તૈયાર થયો છે. આજ સુધી કરેલા સારાં કામોનું પુણ્ય ધોવાઈ જશે. અને હવે તમારે પણ મારી જેમ જ સાત વખત બકરાનો જન્મ આવશે અને સાત વખત માથું કપાવવું પડશે. આ વિચાર આવતાં મારાથી રડી પડાયું."

હવે રાજાને પૂરું જ્ઞાન થયું, હવે તેને સમજાયું કે તે કેટલું મોટું પાપ કરવા તૈયાર થયો હતો. તેણે બકરાને છોડી મૂકયો અને બાવાને રાજ્યમાંથી કાઢી મૂકવા હુકમ કર્યો.

રાજા ની ઉધરસ તો ન મટી પણ હવે રાજાને તેનું દુઃખ ન હતું.

### અઘરા શબ્દો

| | | |
|---|---|---|
| ગુણિયલ | = | જેનામાં ઘણા ગુણ હોય તે |
| વધેરવું | = | કાપીને મારવું, બલિદાન આપવું |
| રહસ્ય | = | Secret |

## સ્વાધ્યાય

**આ પાઠ આપણને અહિંસાનો બોધ શીખવે છે.**

૧. જો બકરો વધેરવાથી સાજા થવાતું હોય તો જયારે કોઇ બિમાર થઇ મરવા પડે ત્યારે માણસ બકરા વધેર્યા કરે. પરિણામે તે કોઇ દિવસ મરે જ નહીં. પણ જે જન્મ્યું છે તેને મરવાનું તો છે જ. માટે આવી બાધાઓનો કશો અર્થ નથી. બિમારી કે મૃત્યુ સમયે એક શ્રી હરિનું શરણું સ્વીકારવું, બીજી કોઇ બાધા રાખવી નહીં.

૨. શ્રીજી મહારાજે શિક્ષાપત્રીમાં સૌથી પહેલી આજ્ઞા ૧૧મા શ્લોકમાં કરી છે કે "કોઇ પણ જીવની ક્યારેય પણ હિંસા કરવી નહીં. અને જાણી જોઇને તો ચાંચડ, માંકડ જેવા ઝીણા જીવની પણ હિંસા કરવી નહીં."

૩. ત્યારબાદ શ્રીજી મહરાજે શિક્ષાપત્રીના ૧૨મા શ્લોકમાં આજ્ઞા કરી છે "કે યજ્ઞને અર્થે પણ કોઇ જીવની હિંસા કરવી નહીં કેમકે અહિંસા એ જ મોટો ધર્મ છે."

૪. નીચેના શબ્દોના વિરોધી શબ્દ લખો. જરૂર પડે તો ડિક્ષનરીનો ઉપયોગ કરી શકાય.
જ્ઞાન, ઊભેલું, મોટું, આગળ, ઊંચું, પાસે, ભરેલું, મોઘું, ઉત્તમ, ખુશ, જાહેર, થોડું, ઠંડું, સાચું, સારું, નરમ, લાભ, સુદ, સુગંધ, સહેલું, આગલું, ગરીબ.

**થોડાક અઘરા શબ્દોના અર્થ શીખીએ.**

| | | |
|---|---|---|
| અકલ્પ્ય | = | કલ્પી-વિચારી ન શકાય તેવું |
| અસંખ્ય | = | ગણી ન શકાય એટલું |
| અખૂટ | = | ખુટે નહીં એટલું |
| અજોડ | = | જેના જેવું બીજું કાંઈ ન હોય તેવું |
| અનિમેષ | = | આંખનું મટકું માર્યા વગર જોવું |
| અલૌકિક | = | આ દુનિયામાં ન હોય તેવું |
| અગણિત | = | ગણી ન શકાય એટલું |
| અનુપમ | = | કોઈ ની સાથે સરખાવી ન શકાય એવું |
| નાસ્તિક | = | ભગવાનમાં ન માનનાર |
| ક્ષણભંગુર | = | ક્ષણમાં-થોડીક વારમાં નાશ પામે તેવું |
| નખશિખ | = | પગથી માથા સુધી |
| રજત જયંતિ | = | ૨૫મો વાર્ષિક ઉત્સવ |
| સુવર્ણજયંતિ | = | ૫૦મો વાર્ષિક ઉત્સવ |
| મહોત્સવ | = | મોટો ઉત્સવ |
| સ્વયંસેવક | = | પોતાની મરજીથી સેવા કરવા તૈયાર થાય તે |
| પૌત્ર | = | દીકરાનો દીકરો |
| દોહીત્ર | = | દીકરીનો દીકરો |
| ભાણેજ | = | બહેનનો દીકરો |
| ભત્રીજો | = | ભાઇનો દીકરો |

# અર્થના અનેક અર્થ

આપણે જયારે કોઇ નિબંધ વાંચતા હોઇએ ત્યારે કોઇ શબ્દો આપણને ન સમજાય ત્યારે આપણે શિક્ષકને તે શબ્દનો અર્થ (Meaning) પૂછીએ છીએ. ઘણી વખત એક જ શબ્દના એક કરતાં વધારે અર્થ થતા હોય છે. ત્યારે આ શબ્દ કયા અર્થ (Context)માં વાપર્યો છે તે સમજવું જરૂરી છે.
આપણે હવે આવા એક શબ્દનું ઉદાહરણ લઇએ.
'અર્થ' શબ્દના બે અર્થ આપણે સમજ્યા. 'અર્થ' શબ્દનો ત્રીજો અર્થ થાય 'ધન'.
હવે આપણે 'અર્થ' શબ્દ ઉપરથી બનતા બીજા શબ્દો જોઇએ

અર્થી = ઇચ્છાવાળો
અનર્થ = ઊલટો (ખોટો) અર્થ
આર્થિક = અર્થ(ધન) ને લગતું, **Financial**

જેવી રીતે 'અર્થ' ઉપર થી 'આર્થિક' શબ્દ બન્યો, તેવી રીતે બનતા બીજા થોડાક શબ્દો જોઇએ.

| | | |
|---|---|---|
| ધર્મને લગતું | **About Religion** | ધાર્મિક |
| સંપ્રદાયને લગતું | **About Religion** | સાંપ્રદાયિક |
| સમાજને લગતું | **About Society** | સામાજિક અથવા સામાજીક |
| સંસ્કૃતિને લગતું | **About Culture** | સાંસ્કૃતિક |

આ શબ્દોની જોડણી અને અર્થ યાદ રાખવા.

કયો શબ્દ કયાં વપરાયો છે તેના ઉપરથી તે શબ્દનો અર્થ સમજાય છે. જેમ અંગ્રેજીમાં "That" શબ્દ કયાં વપરાયો છે તેના ઉપરથી તે શબ્દના જૂદા જૂદા અર્થ થાય છે તેમ ગુજરાતીમાં એક શબ્દ "પાણી"ના ઘણા અર્થ કેવી રીતે થાય છે તે જોઇએ.

| | |
|---|---|
| થેમ્સ નદીમાં ઘણું પાણી છે. | પીવાનું પાણી |
| આ ચાકુમાં પાણી નથી. | ધાર, અણી |
| ખોટા કામમાં કોઇને પાણી ચડાવવું નહીં. | ઉશ્કેરવું Urge, Encourage |
| મેં મારી ગાડી પાણીની કિંમતે વેંચી નાંખી. | સસ્તામાં |
| તેણે ચોરી કરીને તેના પિતાના નામ ઉપર પાણી ફેરવ્યુ. | ઇજ્જત-આબરૂ ગુમાવવી |
| રમેશ કરતાં મહેશમાં ઘણું પાણી છે. | હિંમત, તાકાત |
| મારી બધી મહેનત પાણીમાં ગઈ. | નકામી, Waste |
| પરીક્ષામાં નાપાસ થાઉ તો મારું પાણી જાય. | આબરૂ |
| રમાની આંખમાં પાણી આવી ગયાં. | આંસુ |
| લાડુ જોઇને રમણિકના મોઢામાં પાણી આવી ગયું. | ખાવાનું મન થયું |
| કેટલાક લોકો નકામી વસ્તુઓ પાછળ પૈસાનું પાણી કરે છે. | વેડફે છે. Waste |

# હનુમાનજી



**Hanuman** is a very important demigod of Hindu mythology. He is ever living devotee of Lord Ram. He was born to father Kesari and Mother Anjani by the boon from the god of wind, Vayu. Therefore his other name is Pavanputra (son of wind). He was born the Purnima (full moon day) of the month of Chaitra.

There is always a Hanuman temple in each and every village of India. In every Swaminarayan temple, Hanuman is installed as one of the guardian of the temple. One has to bow to this devotee even before seeing Bhagwan

Once when he was young, he went up the sky to catch the Sun presuming it as some sort of fruit. To stop the world plunging into total darkness and to protect the course of the nature, Indra, the king of deities fought with Hanuman on his way up. Unable to contain Hanuman with ordinary weapons, Indra struck Hanuman with his divine weapon, Vajra. as a result, Hanuman fell on the earth unconscious. On the instance of Vaayu, (deity of wind), Indra not only nursed hanuman to life, but blessed him with great strength and special powers, which Hanuman used to serve Lord Ram. He helped Lord Ram in the battle of Lanka. He is said to have swam the sea on his way to Lanka. Once during the battle Laxman was injured by the arrows. Only the special kind of botanical medicine could save Laxman. These plants only grew on a mountain, Dronachal. Hanuman brought the whole mountain from hundreds of miles away. After the battle of Lanka, he accompanied Lord Ram to Ayodhya. When Lord Ram began rewarding everybody with granting them their wishes, Hanuman refused to accept any of the gifts. Instead he asked for a simple boon. He asked to remain present whenever and wherever the name of Lord Ram is chanted. As the world is still reciting Lord Ram's name, Hanuman lives on even today. To celebrate his rebirth as a true devotee, in addition of celebrating his proper birthday in spring, Hindus perform his puja on Kali Chaudas, the day before Diwali. Lord Swaminarayan has asked Acharya MaharajShree to undertake this pujan on every Kali Chaudas in verse 127. Hanuman protects from all evil.

He served Lord Swaminarayan as well. When evil Krutyas abducted Ghanashyam Maharaj, Hanumanji brought Him back from the clutches of Krutyas. During the journey though the forest, Hanumanji brought fruits for Nikanth Varni. He is among the five deities Lord Swaminarayan has asked us to respect in the 84$^{th}$ verse of Shikshapatri. And on being afflicted by evil spirit or mental ailment, one must only chant Mantra of Nahuman and not any other minor deity.

### સ્વાધ્યાય:

૧. હનુમાનજીના માતા અને પિતાનાં નામ લખો. ૨. દેવતાના રાજાનું નામ શું છે?

૩. ભગવાન રામની પત્નીનું નામ શું છે?

૪. હનુમાનજીનો જન્મ ક્યારે થયો હતો?

૫. હનુમાનજીનું પૂજન કયા દિવસે કરવામાં આવે છે?

૬. હનુમાનજીએ ભગવાન રામ પાસે શું વરદાન માગ્યું?

# તમારો વિસ્તાર

૧. તમે ક્યાં રહો છો?



તમે રહો છો તે વિસ્તારનું નામ શું છે? તે ક્યાં આવેલો છે? તમારા ઘરની આજુબાજુ બીજું શું આવેલું છે? કઇ કઇ અને શાની દુકાનો છે?

૨. તમારા વિસ્તારમાં શું શું સગવડો છે?







તમારા ઘરથી દુકાન કેટલી દૂર છે? પુસ્તકાલય અને નિશાળ કેટલાં દૂર છે? મનોરંજન અને રમતગમતની શું સગવડ છે? વાહનવ્યવહારની સગવડ કેવી છે? ઘરની બાજુમાં કોઇ બાગ છે?

૩. કઇ કઇ પ્રવૃતિ તમારા વિસ્તારના કુદરતી વાતાવરણને બગાડે છે?





તમારા વિસ્તારમાં કોઇ ઉદ્યોગ છે? ગાડીઓની અવરજવર વધારે છે? કોઇ પ્રવૃતિથી ઘોંઘાટ વધારે થાય છે?

૪. તમારા વિસ્તારના પ્રદૂષણ (Pollution)ને દૂર કરવા શું પગલાં લેવાં જોઇએ?
ગાડીઓની અવરજવર ઘટાડી શકાય તેમ છે? ઔદ્યોગિક પ્રદૂષણ ઓછું કરવા શું પગલાં લઇ શકાય?

# ઘરકામ

## યુવક સાઈકલ પર લૂંટાયો

ચૌદ વરસનો દિપક હંમેશની જેમ ગયા શનિવારે તેની સાઇકલ પર સવારે છાપાં વહેંચવા જતો હતો. બે બુરખાવાળા યુવાનો ઓચિંતા રસ્તા ઉપર આવ્યા.
તેઓએ દિપકને ધક્કો મારીને સાઇકલ પરથી પાડી નાખ્યો અને બીવડાવીને તેનો મોબાઇલ ફોન અને થોડાક છૂટા પૈસા હતા તે ઝૂંટવીને ભાગી ગયા.
દિપકે પાસેના ઘરની ઘંટડી મારીને એક માણસને પોલીસને બોલાવવાની અરજ કરી. પોલીસે બે યુવાનોને પકડયા છે.
પોલીસનું કહેવું છે કે આવા ગુના કરનાર યુવાનો ડ્રગ્સ અને સિગરેટ માટે સહેલાઈથી પૈસા મેળવવા પ્રયત્ન કરતા હોય છે.

ઉપરના સમાચાર વાંચી ખાનામાં આપેલા શબ્દોમાંથી યોગ્ય શબ્દ પસંદ કરી વાક્યોમાં પૂરો. એક દાખલો આપેલ છે.

| | | | |
|---|---|---|---|
| કમાતા | જમીન | મજા | કામ |
| બહેને | માર્યો | મોઢાં | ગાડી |
| ચોરતા | ભાઇએ | લૂંટયો | ચૌદ |
| ભૂખ | સાઇકલ | હાથ | બીક |

દાખલો : દિપકની ઉંમર ચૌદ વર્ષની હતી.

૧. દિપક શનિવારે સવારે ________ કરતો હતો.
૨. તે ________ વાપરતો હતો.
૩. ચોર લોકોએ પોતાનાં _______ ઢાંકી દીધાં હતાં.
૪. દિપક _______ પર પડી ગયો હતો.
૫. તેને બહુ _______ લાગી હતી.
૬. ચોરે તેને _______ હતો.
૭. એક ________ પોલીસને ફોન કર્યો હતો.
૮. યુવાન ચોરો સિગરેટ માટે પૈસા _______ હોય છે.

# શ્રી સ્વામિનારાયણ મંદિર ( વિલ્સડન )
# ઇતિહાસ

૧૯૬૦ના દાયકામાં આપણા ઘણા સત્સંગીઓ પૂર્વ આફ્રિકાથી લંડનમાં સ્થાયી થવા આવ્યા. તે સમયમાં અહીં આપણા સંપ્રદાયનું એક પણ મંદિર ન હતું એટલે શરૂઆતમાં સત્સંગીઓ એકબીજાને ઘરે ભેગા થઇ કથા કીર્તન કરવા લાગ્યા. પરંતુ જેમ જેમ સમય પસાર થતો ગયો તેમ તેમ તેમ આપણી વસ્તી અહીં વધવા લાગી અને ઘરોમાં સત્સંગ કરવામાં સંકડાશ થવા લાગી. ભુજ મંદિરના સંતોની સલાહ અને આજ્ઞાથી આપણા વડીલ સત્સંગીઓએ લંડનમાં એક મંદિર સ્થાપવાનું નક્કી કર્યું.

૧૯૭૫માં વિલ્સડન લેન ઉપર આવેલ એક જુનું દેવળ લઇ, તેમાં સમારકામ કરી મૂર્તિઓ પધરાવી. આમ આપણા સૌ સત્સંગીઓ માટે મંદિર તૈયાર થયું. ત્યાર પછી આપણા સત્સંગીઓની વસ્તી દિવસે દિવસે વધતી ગઇ અને તે મંદિર પણ સાંકડું પડવા માંડયું. આ મંદિરનો વિકાસ કરવા માટે બાજુની જમીન ખરીદી ૧૯૮૬માં આ જ જગ્યા ઉપર ત્રણ માળનું વિશાળ ગગનચુંબી મંદિર બાંધવાનું નક્કી કરવામાં આવ્યું. આ નિર્ણયને ભુજ મંદિરના સંતોના આશીર્વાદ મળ્યા. આપણા ત્યારના નાનામોટા સૌ સત્સંગીઓએ પોતાની શક્તિ અનુસાર આર્થિક મદદ કરી દાનની સરવાણી વહેતી કરી.

તા. ૧૨-૧૦-૮૬ને દશેરાના પવિત્ર દિવસે આ મંદિરનું ખાતમૂહુર્ત કરવામાં આવ્યું. સત્સંગીઓ શનિ-રવિની રજાઓમાં જાતમહેનત કરવા આવતા. આમ આર્થિક ઉપરાંત તનની પણ સેવા કરી. ભગવાનની મૂર્તિઓ તથા સિંહાસન ભારતથી મંગાવવામાં આવ્યાં. જોતજોતામાં મંદિર તૈયાર થઇ ગયું અને તા. ૨૯-૭-૮૮ને ગુરુપૂર્ણિમાના શુભ દિવસે, ભુજ તથા અમદાવાદના સંતોની હાજરીમાં શ્રી નરનારાયણ દેવ ગાદીના આચાર્ય પરમ પૂજ્ય શ્રી તેજેન્દ્રપ્રસાદજી મહારાજના વરદ્ હસ્તે મંદિરમાં મૂર્તિઓની પ્રતિષ્ઠા કરવામાં આવી. દેશવિદેશથી પધારી હરિભક્તોએ આ પ્રસંગનો લાભ લીધો હતો. આખા યુ.કે.માં આમ પાયામાંથી નવેસરથી ઊભું કરવામાં આવેલ આ પહેલું મંદિર બન્યું. આપણા માટે આ મંદિર બનાવવામાં આપણા વડીલ સત્સંગીઓએ જે આર્થિક અને શારીરિક ફાળો આપ્યો છે તેઓના આપણે ખરેખર ઋણી છીએ.


આપણું જુનું મંદિર

આપણુ નવું ગગનચુંબી મંદિર



# શ્રી સ્વામિનારાયણ મંદિર (વિલ્સડન)

આપણા વિલ્સડન મંદિરના સિંહાસનમાં આ પ્રમાણે મૂર્તિઓ છે.

વચલા અને મુખ્ય સિંહાસનમાં બાળસ્વરૂપ ઘનશ્યામ મહારાજ બિરાજે છે. સ્વામિનારાયણ ભગવાન જ્યારે નાના હતા ત્યારે તેઓ ઘનશ્યામ નામે જાણીતા હતા. સદાય સાકાર અને કિશોર શ્રી ઘનશ્યામ મહારાજ માટે હરિભક્તો પોતાના હાથે સુંદર વસ્ત્રો તૈયાર કરે છે. દર વરસે મંદિરના પાટોત્સવ પ્રસંગે, ગુરુપૂર્ણિમાના દિવસે સંતોના વરદ્ હસ્તે પંચામૃતથી શ્રી ઘનશ્યામ મહારાજને અભિષેક કરાવવામાં આવે છે. આ મૂર્તિમાં સ્વામિનારાયણ ભગવાન સદાય નિવાસ કરીને ભક્તોની સેવા સ્વીકારે છે અને ભક્તોના મનોરથો પૂર્ણ કરે છે.








ભાઈઓ અને બાઈઓના સિંહાસનમાં ડાબી બાજુએ શ્રી નરનારાયણ દેવની મૂર્તિ છે. અર્જુન નર છે અને શ્રી કૃષ્ણ નારાયણ છે. સ્વામિનારાયણ ભગવાને અમદાવાદમાં સૌથી પ્રથમ મંદિર બંધાવ્યું હતું તેમાં શ્રી નરનારાયણ દેવ પધરાવ્યા હતા. ત્યારબાદ ભુજ મંદિરમાં પણ ભગવાને શ્રી નરનારાયણ દેવ પધરાવ્યા હતા. શ્રી નરનારાયણ ભગવાને પોતે જ સ્વામિનારાયણ સ્વરૂપે પૃથ્વી ઉપર અવતાર ધારણ કર્યો હતો. આ મૂર્તિમાં અને બદ્રિકાશ્રમમાં વિરાજમાન શ્રી નરનારાયણ દેવ વચ્ચે બિલકુલ ભેદ ન સમજવો.

ભાઈઓ અને બાઈઓના સિંહાસનમાં જમણી બાજુએ શ્રી રાધાકૃષ્ણ હરિકૃષ્ણ દેવની મૂર્તિ છે. પૂર્ણપુરુષોતમ ભગવાન અક્ષરધામમાં પોતાના ભકતો સાથે જ રહે છે. અને રાધિકાજી ભગવાનના સર્વશ્રેષ્ઠ ભક્ત છે. ભગવાન જ્યારે રાધિકાજી સાથે હોય ત્યારે શ્રી રાધાકૃષ્ણ તરીકે ઓળખાય છે. સ્વામિનારાયણ ભગવાનનું એક નામ હરિકૃષ્ણ મહારાજ પણ હતું.

ભાઈઓ અને બાઈઓના સિંહાસનમાં વચ્ચે શ્રી સહજાનંદ સ્વામી વિરાજમાન છે. સ્વામિનારાયણ ભગવાન સોનેરી પાઘ પહેરીને પલાંઠી વાળીને બેઠા હોય તે મૂર્તિને આપણે સહજાનંદ સ્વામી તરીકે ઓળખીએ છીએ.

આ બધી મૂર્તિઓ સર્વાવતારી શ્રી સ્વામિનારાયણ ભગવાનના જ જુદા જુદા સ્વરૂપોની છે. ભગવાને આપણને શિક્ષાપત્રીમાં (શ્લોકઃ ૧૦૯ – ૧૧૨) આજ્ઞા કરી છે કે ભગવાન પોતાની ઇચ્છા મુજબ સ્વરૂપો ધારણ કરે છે અને એ સ્વરૂપોમાં કોઇ ભેદ ન સમજવો.

તે ઉપરાંત આપણા મંદિરમાં વિઘ્નવિનાયક શ્રી ગણપતિ તથા કષ્ટભંજન શ્રી હનુમાનની મૂર્તિઓ પણ છે.

# યુ. કે. નાં આપણાં બીજાં મંદિરો



પરદેશથી આવીને આપણા હરિભક્તો અહીં જૂદા જૂદા વિસ્તારમાં રહેવા લાગ્યા. જૂદા જૂદા વિસ્તારમાં રહેતા હરિભક્તો માટે મંદિરોની જરૂર પડવા લાગી. તે સમયના ભુજ મંદિરના મહંત શાસ્ત્રી સ્વામી શ્રી ધર્મજીવનદાસજીની પ્રેરણા, આજ્ઞા અને આશીર્વાદથી ઓક્ટોબર ૧૯૭૬માં હેરોમાં એક જૂનું દેવળ લઇ તેને મંદિરનું સ્વરૂપ આપવામાં આવ્યું હતું.

વધતી જતી સત્સંગીઓની સંખ્યાને ધ્યાનમાં લઇને ૧૯૯૩માં હાલનાં મંદિરની જગ્યા લઇ તેના ઉપર બાંધકામ શરૂ કરવામાં આવ્યું. ૧લી જાન્યુઆરી ૧૯૯૭ના રોજ શ્રી લક્ષ્મીનારાયણ દેવ ગાદીના આચાર્ય શ્રી અજેન્દ્રપ્રસાદજીના વરદ્ હસ્તે શ્રી ઘનશ્યામ મહારાજની પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવી હતી.



દક્ષિણ લંડનમાં રહેતા આપણા સત્સંગીઓને પણ સત્સંગનો લાભ મળે તેવા સારા હેતુ માટે, ભુજ મંદિરના સંતોની ઇચ્છા અને આજ્ઞાથી વુલીચમાં આપણું એક મંદિર બનાવવાનું નક્કી કરવામાં આવ્યું. એક જુનું મકાન લઇ, તેને સમારકામ કરી તેમાં મંદિર બનાવવામાં આવ્યું. ૨૭મી ઓગસ્ટ ૧૯૮૮ના રોજ શ્રી નરનારાયણ દેવ ગાદીના આચાર્ય શ્રી તેજેન્દ્રપ્રસાદજી મહારાજના વરદ્ હસ્તે અને ભુજ મંદિરના મહંત સદ્ગુરુ પુરાણી શ્રી હરિસ્વરૂપદાસજી સ્વામી તથા બીજા સંતોની હાજરીમાં આ મંદિરમાં ભગવાનની મૂર્તિઓની પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવી હતી. આપણા હિંદુ કેલેન્ડર પ્રમાણે તે દિવસ રક્ષાબંધનનો હતો, એટલા માટે તે દિવસથી આજ સુધી રક્ષાબંધનના દિવસે જ વુલીચ મંદિરનો પાટોત્સવ ઉજવવામાં આવે છે.



યુ.કે.ના ઉત્તરમાં રહેતા આપણા સત્સંગીઓએ પણ તેમને ભક્તિ કરવામાં સુગમતા રહે તે આશયથી ઓલ્ધામમાં એક જૂના દેવળને સમારકામ કરીને તેમાં ૨૨મી ઓક્ટોબર ૧૯૭૭ના દિવસે મૂર્તિઓ પધરાવી મંદિર તૈયાર કરવામાં આવ્યું છે.

ઉપરોક્ત મંદિરો ઉપરાંત લંડનના પૂર્વ વિસ્તારમાં અપ્ટન પાર્કમાં તથા ઉત્તર વિસ્તારમાં સ્ટેનમોરમાં પણ આપણાં મંદિરો છે.

લંડનની બહાર વસતા આપણા સત્સંગીઓ માટે ઓલ્ધામ ઉપરાંત કાર્ડીફ અને બોલ્ટન ગામોમાં પણ આપણા મંદિરો છે. આપણાં બધાં જ મંદિરોમાં ગુજરાતી શાળાઓ ચાલે છે. ભારતથી જ્યારે જ્યારે સંતો આવે છે ત્યારે તેઓ આ બધાં મંદિરોમાં જઇને સત્સંગીઓને દર્શનનો તથા ધર્મ ઉપદેશનો લાભ આપે છે.

# શ્રી સ્વામિનારાયણ ભગવાન



અવતારનું કારણ અને નિમિત્ત, જન્મ દિવસ, ક્યાં અને ક્યારે, માતા-પિતા, ભાઈઓ અને ભાભીનું નામ, ભગવાનનાં બાળપણના ત્રણ નામ,



બાળલીલાનો કોઈ પણ એક પ્રસંગ વર્ણવો

વનવિચરણ : કઇ ઉંમરે, કેટલા વરસ, શા માટે, ક્યાં ક્યાં ફર્યા, લોજમાં આગમન



ગુરુ : કોણ, પ્રથમ મિલન ક્યાં, દિક્ષા સમયનાં બે નામ.

મંદિરો : કેટલાં મંદિરો બંધાવ્યાં, ક્યાં ક્યાં અને તેમાં પધરાવેલ દેવોનાં નામ



આચાર્ય : કેટલી ગાદીઓ, શા માટે, પહેલા આચાર્યોના નામ, હાલના આચાર્યોના નામ



શાસ્ત્રો : મુખ્ય શાસ્ત્રોનાં નામ,

સંતો : મહારાજના સમયના ૧૦ સંતોના નામ, હાલના ભુજ મંદિરના મહંત સ્વામીનું નામ



આજના સમયમાં શ્રી સ્વામિનારાયણ ભગવાનની આજ્ઞાઓ જીવનમાં કેટલી અને કેવી રીતે ઉપયોગી છે.

# ભગવાન શ્રી રામ



અયોધ્યાના રાજા દશરથને ત્રણ રાણીઓ હતી. આ ત્રણ રાણીઓથી દશરથ રાજા ને ત્યાં ચાર પુત્રો અવતર્યા હતા. કૌશલ્યા થકી ભગવાન શ્રી રામ, કૈકેયી થકી ભરત અને સુમિત્રા થકી લક્ષ્મણ અને શત્રુઘ્ન અવતર્યા હતા. ભગવાન શ્રી રામનો જન્મ ચૈત્ર સુદ નવમીને દિવસે થયો હતો. બીજા ત્રણે ભાઇઓના જન્મ પણ તેજ દિવસે થયા હતા. આ દિવસને આપણે રામનવમી તરીકે ઉજવીએ છીએ. આપણા ઇષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ ભગવાનનો જન્મ પણ રામનવમીને દિવસે જ થયો હતો.

ભગવાન શ્રી રામ મોટા થયા ત્યારે તેમના પિતાજીએ તેમને વશિષ્ઠ ઋષિના આશ્રમમાં અભ્યાસ કરવા માટે મોકલ્યા હતા. જેમના શ્વાસોચ્છવાસમાં વેદો રહેલા છે, જેમના થકી જ જ્ઞાન છે એ પરમાત્માને કઇ વિદ્યા ભણવાની હોય? પરંતુ ગમે તેવો મોટો હોય તેણે પણ ગુરુને શરણે જઇ ગુરુ થકી જ શાસ્ત્રનું જ્ઞાન લેવું જોઇએ એ જગતને શીખડાવવા, ગુરુ અને જ્ઞાનનો મહિમા પોતાના આચરણથી બતાવવા ભગવાને ગુરુ પાસે અભ્યાસ કર્યો. સ્વામિનારાયણ ભગવાન પોતે પણ તેમના પિતા ધર્મદેવ પાસેથી શાસ્ત્રો ભણ્યા હતા.

તે સમયમાં ઋષિઓને યજ્ઞ કરવામાં રાક્ષસો હેરાન કરતા. એક દિવસ વિશ્વામિત્ર નામે ઋષિ દશરથ રાજાના દરબારમાં આવ્યા અને યજ્ઞની રક્ષા કરવા માટે દશરથ રાજા પાસે રામ અને લક્ષ્મણની માંગણી કરી. ઋષિઓના આશ્રમમાં રહી ઘણા રાક્ષસોનો સંહાર કરી ભગવાન રામે યજ્ઞની રક્ષા કરી.

મિથિલાના રાજા જનકને સીતા નામે એકની એક દીકરી હતાં જે સાક્ષાત લક્ષ્મી સ્વરૂપ હતાં. તેમનાં લગ્ન નિમિત્તે જનક રાજાએ એક યજ્ઞનું આયોજન કર્યુ હતું. અને જાહેરાત કરી હતી કે જે રાજા ભગવાન શિવનું ધનુષ્ય ઉપાડી તેની પણછ ચડાવે તેની સાથે સીતાજીનાં લગ્ન થશે. વિશ્વામિત્ર ઋષિ સાથે ભગવાન શ્રી રામ તથા લક્ષ્મણ જનક રાજાના યજ્ઞમાં મિથિલાનગરીમાં આવ્યા. વારાફરતી સૌ રાજાઓએ કોશિશ કરી પણ કોઇનાથી ધનુષ્ય ઉપડયું નહીં. ત્યારે વિશ્વામિત્ર ઋષિની આજ્ઞાથી રામે આ શિવ ધનુષ્ય ઉપાડી પણછ ચડાવી. ભગવાન શ્રી રામનાં સીતાજી સાથે ખૂબ ધામધૂમથી લગ્ન થયાં.

સર્વે ગુણો ભગવાનને આશરીને જ રહ્યા છે એટલે સર્વગુણસંપન્ન તો હતા જ પણ રાજનીતિને અનુસરી રાજા દશરથે ગુરુ, વડીલો તેમજ સભાજનોની સલાહ લઇ શ્રી રામને ગાદી સોંપવાનો નિર્ણય લીધો. રાણી કૈકેયીની દાસી મંથરાને આ ન ગમ્યું. રાણીને સાચું ખોટું સમજાવી રાણીની મતિ ફેરવી નાંખી. કૈકેયીએ રાજા દશરથ પાસે બે વચન માંગ્યાં કે તેના પુત્ર ભરતને ગાદી મળે અને રામને ચૌદ વરસ વનવાસ. પિતાનું વચન પાળવા ભગવાન શ્રી રામ રાજીખુશીથી વનમાં જવા તૈયાર થયા. પતિવ્રતા સીતાજી પણ શ્રી રામ સાથે વનમાં જવા તૈયાર થયાં. ભગવાનની સેવા માટે સદાય તત્પર નાના ભાઇ લક્ષ્મણ પણ સાથે થયા. દેશદેશાંતરોમાં રહેતા પોતાના ભકતજનોને દર્શન આપવા અને રાવણ જેવા રાક્ષસોનો સંહાર કરવા પોતાની જ ઇચ્છાથી કૈકેયીના વચનને નિમિત્ત બનાવી, રાજ્યનો ત્યાગ કરી, ભગવાન શ્રી રામ સીતાજી તથા લક્ષ્મણ સાથે વનમાં પધાર્યા.

વનવાસ દરમ્યાન અનેક ઋષિમુનિઓને પોતાના સ્વરૂપનું જ્ઞાન આપ્યું. એક દિવસ વનમાંથી લંકાનો રાજા રાવણ સીતાજીનું હરણ કરી ગયો. હનુમાન અને તેમની વાનરસેનાની મદદથી શ્રી રામે દરિયા ઉપર પુલ બાંધી લંકા ઉપર ચડાઇ કરી. શ્રી રામ અને રાવણનું યુધ્ધ પૂરા નવ દિવસ ચાલ્યું. આ નવ દિવસ આપણે નવરાત્રિ તરીકે ઉજવીએ છીએ. દશમા દિવસે એટલે આસો સુદ દશમના દિવસે શ્રી રામે રાવણનો વધ કર્યો. સત્યનો અને ધર્મનો વિજય થયો. આ દિવસે આપણે વિજ્યાદશમી કે દશેરા તરીકે ઉજવીએ છીએ.

ચૌદ વરસ વનમાં વિતાવી, રાવણનો નાશ કરી શ્રી રામ અયોધ્યા પાછા પધાર્યા. આ દિવસ હતો આસો મહિનાની અમાસનો. સૌ અયોધ્યાવાસીઓએ ભગવાનના સ્વાગતની તૈયારીઓ કરી. રસ્તાઓ સાફસૂફ કરી, ઘરનાં આંગણાઓમાં રંગોળીઓ પૂરી. ઘરોમાં અને ચોકમાં દીવાઓ પ્રગટાવ્યા. તે દિવસથી આપણે પણ દિવાળી આવી રીતે જ ઉજવતા આવ્યા છીએ. દિવાળી પછીના બીજા દિવસે ભગવાનનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. નવા પ્રભાતની શરુઆત થઇ. નવા વરસની શરુઆત થઇ. લાકોએ પોતાની ખુશાલી વ્યક્ત કરવા નવાં નવાં કપડાં પહેર્યા, ફટાકડાઓ ફોડયા અને ભગવાનની આરતી ઉતારી. અને આજે પણ આપણે નવા વરસનો પહેલો દિવસ આવી રીતે જ ઉજવીએ છીએ.

**સ્વાધ્યાય**

૧. ભગવાન શ્રી રામનો જન્મ કયાં અને કયારે થયો હતો ?
૨. સ્વામિનારાયણ ભગવાનનો જન્મ કયારે થયો હતો ?
૩. ભગવાન શ્રી રામના સસરાનું નામ શું હતું ?
૪. ભગવાન શ્રી રામ કેટલા વરસ વનમાં રહ્યા હતા ?
૫. ભગવાન શ્રી રામના માતા-પિતાનાં નામ લખો.
૬. ભગવાન શ્રી રામના ભાઇઓનાં નામ લખો ?
૭. ભગવાન શ્રી રામની પત્નીનું નામ શું હતું ?
૮. ભગવાન શ્રી રામનું અને રાવણનું યુદ્ધ કેટલા દિવસ ચાલ્યું ?
૯. નીચેનાં સાચાં વાકયો સામે (√ ) કરો.
   ૧. અયોધ્યાના રાજા દશરથને દસ રાણીઓ હતી.
   ૨. કૌશલ્યા થકી ભગવાન રામ અવતર્યા હતા.
   ૩. કૈકેયી થકી ભરત અવતર્યા હતા.
   ૪. ભરત અને શત્રુધ્ન સુમિત્રા થકી અવતર્યા હતા.
   ૫. લક્ષ્મણ અને શત્રુધ્ન સુમિત્રા થકી અવતર્યા હતા.
   ૬. આપણા ઇષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ ભગવાનનો જન્મ રામનવમીને દિવસે નથી થયો.
   ૭. રામ ભગવાનનો અને સ્વામિનારાયણ ભગવાનનો જન્મ દિવસ ચૈત્ર સુદ નવમીને દિવસે આવે છે.
   ૮. મિથિલાના રાજા જનકને સીતા નામે એક દિકરી હતી.
   ૯. વિશ્વામિત્ર ઋષિ સાથે ભગવાન શ્રી રામ તથા લક્ષ્મણ જનક રાજાના યજ્ઞમાં મિથિલાનગરીમાં આવ્યા.
   ૧૦. શિવ ધનુષ્ય કોઇનાથી ઉપડયું નહીં.
   ૧૧. કૈકેયીએ રાજા દશરથ પાસે ચાર વચન માગ્યાં હતાં.
   ૧૨. વનમાંથી લંકાની રાણી સીતાજીનું હરણ કરી ગઇ.
   ૧૩. રામ અને રાવણનું યુદ્ધ ૧૪ વર્ષ ચાલ્યું હતું.
   ૧૪. આસો સુદ દશમનો દિવસ એટલે વિજયા દશમી.

# તમારી નિશાળ

૧. તમારી શાળાનું વર્ણન કરો.



તમારી શાળાનું નામ શું છે? તમારી શાળા ક્યાં આવેલી છે? કેટલા વિદ્યાર્થીઓ ભણે છે? શાળામાં કોણ ભણી શકે? છોકરાઓ કે છોકરીઓ? કે બન્ને? શાળામાં કેવી રીતે જાઓ છો?

૧. તમારી શાળાનું સમયપત્રક કેવું છે?
શાળા કેટલા વાગ્યે શરૂ થાય છે? કેટલા વાગ્યે પૂરી થાય છે. ખાવા માટે કેટલો સમય મળે છે? ક્યારે મળે?

૩. તમારી શાળાનો ગણવેશ કેવો છે?
ગણવેશ પહેરવો ફરજિયાત છે? શિયાળા અને ઉનાળાના ગણવેશમાં કોઇ તફાવત છે?

૪. તમારી શાળામાં કયા કયા વિષયો શીખવવામાં આવે છે?



તમારો મનગમતો વિષય કયો છે?

૫. અભ્યાસ સિવાય તમારી શાળામાં અન્ય કઇ કઇ પ્રવૃત્તિઓ છે?



તમને કઇ પ્રવૃત્તિમાં રસ છે? શા માટે? કસરતના ફાયદાઓ જણાવો.

# ભગવાનનું પ્રધાનમંડળ

હિંદુ ધર્મના શાસ્ત્રોમાં ઘણા દેવદેવીઓની વાતો આવે છે. શાસ્ત્રોમાં ભગવાનના જુદા જુદા નામો પણ આવે છે. છતાં આપણે કહીએ છીએ કે ભગવાન તો એક જ છે. ત્યારે આપણે ઘણી વખત મૂંઝવણ થાય કે આમ કેમ?

જેમ કોઇ પણ દેશનું રાજ્ય ચલાવવા માટે એક વ્યવસ્થા હોય છે તેમ ભગવાને પણ આખા વિશ્વનું રાજ્ય ચલાવવા એક વ્યવસ્થા ઊભી કરી છે. આપણે યુ. કે. નો દાખલો લઇએ.

યુ.કે.ની સર્વ સત્તા રાણીના હાથમાં છે. રાણીના નામથી અને રાણી વતી અહીંના વડાપ્રધાન રાજ્ય ચલાવે. વડાપ્રધાન બધું કામ તો એકલે હાથે ન કરી શકે એટલે વડાપ્રધાનની મદદમાં બીજા મંત્રીઓ હોય જેઓ જુદાં જુદાં ખાતાંઓ સંભાળતા હોય. જેમકે નાણામંત્રી, ગૃહમંત્રી, વિદેશમંત્રી વગેરે. મંત્રીઓ પાસે સત્તા ઘણી હોય પણ એ સત્તા તેઓ વડાપ્રધાનની ઇચ્છા હોય ત્યાં સુધી જ ભોગવે છે. વડાપ્રધાન ગમે ત્યારે ગમે તે મંત્રીને કાઢી મૂકી શકે. વડાપ્રધાનની સત્તા ઘણી દેખાય છે, પણ રાણી એને પણ કાઢી મૂકી શકે છે. જ્યાં સુધી રાણીની ઇચ્છા હોય ત્યાં સુધી વડાપ્રધાન રાજ્ય કરી શકે. અને તે પણ રાણીની આજ્ઞા અનુસાર જ. વડાપ્રધાન પણ રાણીની ઉપરવટ ન જઇ શકે.

તેવી જ રીતે આખા જગતનું રાજ્ય ચલાવવા માટે ભગવાને એક વ્યવસ્થા ઊભી કરી છે. ભગવાન આખી સૃષ્ટિના રાજાધિરાજ છે. ભગવાનનું ઉપરી કોઇ નથી. ભગવાનને આ જગત ચલાવવા જુદા જુદા દેવો મદદ કરે છે. પણ એ બધા દેવો ભગવાનની આજ્ઞામાં રહીને ભગવાને જેટલી સત્તા આપી છે તેમાં રહીને કામ કરે છે. ભગવાનની ઇચ્છા વગર તો એક સૂકું પાંદડું પણ ન હલી શકે.

હિંદુ ધર્મના શાસ્ત્રોમાં લખાયેલ થોડાક દેવતાઓ અને તેમના કામો જોઇએ.

આપણા શાસ્ત્રોમાં ત્રણ મુખ્ય દેવો કહેલા છે. બ્રહ્મા ભગવાનની ઇચ્છાથી આ સૃષ્ટિની રચના કરે છે, વિષ્ણુ આ સૃષ્ટિનું પાલન કરે છે અને શિવજી આ સૃષ્ટિનો પ્રલય કરે છે.

ત્યાર પછી બીજા દેવો આવે છે. ઇન્દ્ર આ બધા દેવોના ઉપરી છે. વાયુદેવ પવનના દેવ છે. વરુણદેવ પાણીના દેવ છે. અગ્નિદેવ આગના દેવ છે. કુબેરદેવ નાણામંત્રી છે. સરસ્વતીદેવી વિદ્યાની દેવી છે. સૂર્ય, ચંદ્ર, સમુદ્ર વગેરે દેવો સૌ પોતપોતાની મર્યાદામાં રહીને ભગવાનની ઇચ્છા મુજબ કામ કરે છે. પણ ભગવાનની આજ્ઞા વગર તેઓ કાંઇ પણ કરવા સમર્થ નથી.

ભગવાન જેટલી કે ભગવાનથી વધારે કોઇ પણ દેવ કે મનુષ્ય પાસે સત્તા નથી. કયારેક કોઇનામાં કાંઇક સત્તા દેખાય ત્યારે માનવું કે આ સત્તા તેને ભગવાને આપી છે.

**શિક્ષાપત્રીમાં ભગવાને આજ્ઞા કરી છે કે કોઇ માણસ કે સંતમાં ગમે તેટલું ઐશ્વર્ય હોય તો પણ તેમની પૂજા કે ઉપાસના ન કરવી. ઉપાસના તો માત્ર સર્વાવતારી શ્રી સ્વામિનારાયણ ભગવાનની જ કરવી.**

# પ્રતાપી બ્રાહ્મણ

દેવો અને દાનવો વચ્ચે લડાઇઓ ચાલતી હતી. દેવો ભગવાનના ભક્ત હતા એટલે ભગવાન દેવોની મદદ કરતા. દાનવો ભગવાનથી વિમુખ હતા એટલે હમેશાં હારતા. એવી એક લડાઇમાં દેવો જીત્યા અને દાનવો હાર્યા. પોતાની જીત થઇ એટલે દેવો રાજી થઇ ગયા. મનમાં વિચાર કરવા લાગ્યા કે અમે કેવા બળવાન છીએ! જીતના નશામાં એટલું ભૂલી ગયા કે ભગવાનની મદદથી જીત્યા હતા. આનંદમાં આવી જઇને એક મિજબાની ગોઠવી. મિજબાનીમાં ભગવાનને ભૂલી દેવો તેમની પત્નીઓ સાથે આનંદમસ્તી કરવા લાગ્યા. બધા દેવો એકબીજાને શાબાશી દેવા લાગ્યા અને બડાઇ કરવા લાગ્યા.

એક બાજુ દેવોની મિજબાની ચાલતી હતી અને બીજી બાજુ ભગવાન વિચાર કરવા લાગ્યા કે આ બરાબર નથી થતું. દેવો જો આમ ફૂલાઈ જશે તો અભિમાની બની જશે અને ભગવાનને તો અભિમાન બિલકુલ ન ગમે. દેવોને બોધ પાઠ ભણાવવા ભગવાને એક યુક્તિ કરી.

સામાન્ય બ્રાહ્મણનો વેશ લઈને ભગવાન દેવોની મિજબાનીમાં પધાર્યા.

દેવો ભગવાનને ઓળખી ન શક્યા. અને ઓળખાય પણ કેમ? જીતના અભિમાનમાં હતા ને! અને જ્યાં સુધી માન-અભિમાન હોય ત્યાં સુધી ભગવાન ઓળખાય જ નહીં. દેવોને થયું કે એમની મિજબાનીમાં આ કોણ આવ્યું?

દેવોના રાજા ઈન્દ્રદેવે અગ્નિદેવને કહ્યું, "અગ્નિદેવ, જુઓને! આ કોણ બ્રાહ્મણ આપણી મિજબાનીમાં આવ્યો છે?"

અગ્નિદેવે બ્રાહ્મણરૂપી ભગવાન પાસે આવી રૂઆબથી પૂછયું, "એય બ્રાહ્મણ, તું કોણ છે? અમારી મિજબાનીમાં વણનોતર્યો કેમ આવ્યો છે?"

ભગવાને શાંતિથી પૂછયું, "હું કોણ છું તે પછીથી કહું, પણ પહેલાં તું કોણ છે તે કહેને?"

અગ્નિદેવે અભિમાનથી કહ્યું, 'હું? મને ન ઓળખ્યો? હું અગ્નિ. જગતમાં જે કાંઈ પણ છે તેને હું બાળી નાખું છું. જંગલોના જંગલ હું પળભરમાં બાળીને ભસ્મ કરી શકું છું.'

ભગવાન હસીને બોલ્યા, "એમ! તો લે આ સૂકા ઘાસનું તણખલું બાળી આપ" આમ કહીને ભગવાને પોતાની હથેળીમાં ઘાસનું તણખલું રાખ્યું. અગ્નિ વિચાર કરવા લાગ્યો કે આ બ્રાહ્મણને ખબર નથી કે તણખલું બાળતાં બ્રાહ્મણનો હાથ બળી જશે.

અગ્નિદેવે તણખલું બાળવા ફૂંક મારી પણ કાંઈ જ ન થયું. ન તણખલું બળ્યું કે ન ભગવાનનો હાથ બળ્યો. અગ્નિએ બીજી વાર વધારે જોરથી ફૂંક મારી. બીજી વાર પણ કાંઇ ન થયું. આવું તો કોઇ વખત બન્યું જ નહોતુ. હવે અગ્નિદેવ શરમાઈ ગયા. તેમને થયું કે આ બ્રાહ્મણ તો મારા કરતાં પણ વધુ પ્રતાપી લાગે છે.

નીચું માથું કરી અગ્નિદેવ પાછા ફર્યા. ઈન્દ્રદેવે પૂછયું, "કાંઇ ખબર પડી એ બ્રાહ્મણ કોણ છે?" અગ્નિએ કહ્યું, 'મને તો તેમની ઓળખાણ ન પડી.'

ઈન્દ્રદેવે વાયુદેવને કહ્યું, 'હવે તમે જાઓ અને તપાસ કરી લાવો કે એ બ્રાહ્મણ કોણ છે.'

વાયુદેવ કૂદકો મારીને બ્રાહ્મણરૂપી ભગવાન પાસે પહોંચી ગયા. વાયુદેવ કાંઇ પણ બોલે તે પહેલાં ભગવાને જ પૂછયું, 'ભાઇ, તું કોણ છે?'

'મારું નામ વાયુ છે. હું ધારું ત્યાં જઇ શકું છું. હું પળમાં મોટા ડુંગરને ઉપાડીને આકાશમાં લઇ જઇ શકું છું મારી શક્તિ સામે કોઇ ટકી શકે તેમ નથી.' વાયુદેવે અભિમાનથી કહ્યું.

ભગવાને કહ્યું, 'એમ, એટલી બધી તાકાત છે તારામાં! એક કામ કર. આ સૂકા ઘાસના તણખલાને મારી હથેળીમાંથી ઉડાડી દે.'

વાયુદેવે હથેળીમાં રહેલ તણખલાને ઉડાડવા ફૂંક મારી. પણ તણખલું તો ડગ્યું પણ નહીં. બીજી વાર વાયુદેવે વધારે જોરથી ફૂંક મારી. તો પણ પરિણામ એ જ આવ્યું. ભગવાનની હથેળીમાંથી

તણખલું નીચે ન પડયું. હવે શરમાવાનો વારો વાયુદેવનો આવ્યો. નીચું મોઢું કરી વાયુદેવ પાછા આવ્યા.

બધાને આ વાતની ખબર પડી. સૌ દેવો અંદરોઅંદર વાતો કરવા લાગ્યા. આ બ્રાહ્મણ કોઇ પ્રતાપી લાગે છે. અગ્નિ અને વાયુ કરતાં પણ પ્રતાપી! પોતાની ઓળખ નથી આપતા અને આપણે કોઇ ઓળખી નથી શકતા.

બધા દેવોએ સાથે મળીને ઈન્દ્રદેવને વિનંતી કરી, 'હે મહારાજા, હવે તમે પોતે જઇને તપાસ કરી આવો કે આવો તેજસ્વી અને પ્રતાપી બ્રાહ્મણ કોણ છે?' ઈન્દ્ર વિચાર કરે છે કે અગ્નિ અને વાયુ કરતાં પણ પ્રતાપી કોણ હશે? ઈન્દ્રદેવ બીતાં બીતાં બ્રાહ્મણ પાસે જવા તૈયાર થયા. ભગવાન ઊભા હતા ત્યાં જઇને જુએ તો કોઇ ન મળે. ઈન્દ્રને તો નવાઈ લાગી કે હું આવો દેવોનો રાજા અને આ બ્રાહ્મણ તો મને મળવા પણ ન રોકાણો. એને મન શું મારી કાંઇ જ કિંમત નહીં હોય? હવે ઈન્દ્રનું અભિમાન પણ ઉતરી ગયુ. બધા દેવો વિચાર કરવા લાગ્યા કે એ બ્રાહ્મણ કોણ હશે?

એટલામાં ઉમાદેવી ત્યાં આવ્યાં. ઈન્દ્રે ઉમાદેવીને પૂછયું, 'દેવી, તમને કોઇ બ્રાહ્મણ સામે આવ્યો? અગ્નિ અને વાયુ કરતાં પણ પ્રતાપી હતો. અને મને તો મળવાજ ન રોકાણો.'

ઉમાદેવીએ કહ્યું, 'દેવો, એ તો ભગવાન પોતે જ હતા. તમને અભિમાન હતું કે તમારામાં ઘણું બળ છે. પણ અગ્નિ એક તણખલું બાળી ન શકયો અને વાયુ એ તણખલું ઉડાડી ન શકયો તો પછી તમારામાં બળ છે જ કયાં? તમારામાં જે શક્તિ છે તે તો ભગવાનની આપેલી છે. ભગવાનની દયા વગર તમે કાંઇ પણ કરવા સમર્થ નથી. જીતના નશામાં તમે એ વાત ભૂલી ગયા હતા. ભગવાન તમને સૌને એ વાત યાદ કરાવવા આવ્યા હતા.

હવે દેવોને પોતાની ભૂલ સમજાણી અને તેઓ નિર્માની થઇ, ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા.

**અઘરા શબ્દો :**

| | | |
|---|---|---|
| પ્રતાપી | = | શક્તિશાળી |
| મિજબાની | = | Party, Celebration |
| બડાઇ | = | અભિમાનથી પોતાના વખાણ કરવા |
| સ્તુતિ | = | પ્રાર્થના |

## સ્વાધ્યાય

વાયુ તણખલાને ઉડાડી ન શક્યો કેમકે તણખલાને ભગવાનનો આશ્રય હતો. જેને ભગવાનનો આશ્રય હોય તેનું દેવો પણ કાંઇ બગાડી શક્તા નથી. માટે એક ભગવાનનો જ આશ્રય રાખવો.

૧. દેવો શાથી ફૂલાઈ ગયા હતા?
૨. અગ્નિ તણખલું કેમ બાળી ન શક્યો?

શ્રીજી મહારાજે વચનામૃતમાં કહ્યું છે કે ભગવાનની ઇચ્છા વગર એક પાંદડું પણ હલતું નથી.

ભગવાને અગ્નિ અને વાયુ જેવા દેવોને અમુક શક્તિઓ આપી છે, પણ તેઓ સર્વશક્તિમાન નથી. આ શક્તિઓનો ઉપયોગ તેમણે ભગવાનની મર્યાદામાં રહીને કરવાનો હોય.

શ્રીજી મહારાજે વચનામૃતમાં કહ્યું છે કે અભિમાની માણસો તેમને જરાય ગમતા નથી. અભિમાની માણસો સત્સંગમાં પણ ટકી શક્તા નથી.

આપણે ક્યારેક 'હું કરું છું' એવો વિચાર ન કરવો. ભગવાનની ઇચ્છા વગર આપણે કાંઇ પણ કરવા સમર્થ નથી.

# સરખામણી

આપણે પહેલાં 'વધારે' 'ઓછું' એવી સરખામણી શીખી ગયા છીએ. કોઇ એક વસ્તુનો ગુણ કે અવગુણ બતાવવા ઘણી વાર એ વસ્તુની સરખામણી સાવ જુદી વસ્તુ સાથે કરીએ છીએ.

તોફાની – **તોફાની** કેવો? **વાંદરો** બહુ તોફાની હોય છે એટલે **વાંદરા જેવો તોફાની**

કુમળું – **કુમળું** કેવું? **ફૂલ** બહુ કોમળ હોય છે એટલે **ફૂલ જેવું કુમળું**

નીચના વિશેષણોને બીજી વસ્તુ સાથે સરખામણી કરી છે. સામસામે મેળવી જુઓ :

| | |
|---|---|
| કઠણ | સોના જેવું |
| ઠંડું | મધ જેવું |
| કિંમતી | રાત જેવું |
| નકામું | પથ્થર જેવું |
| કાળું | રૂ જેવું |
| ગરમ | નિમક જેવું |
| નરમ | આગ જેવું |
| મીઠું | ધૂળ જેવું |
| ખારું | બરફ જેવું |

**'સસલું સમુદ્ર પી જાય તો પણ હું મારી પ્રતિજ્ઞા ન તોડું.'** રામે ભરતને કહ્યું.

સસલું કે કોઇ પણ જીવમાત્ર સમુદ્ર પી ન શકે. એ વાત અશક્ય છે. ભગવાન રામ પોતાના પિતાના વચનનો ભંગ કરે એ વાત પણ અશક્ય છે. આ બે અશક્ય વાતને એકબીજાની ઉપમા આપી (સરખામણી) છે.

બીજી કેટલીક અશક્ય સરખામણીઓ :
સૂરજ પશ્ચિમમાં ઉગે.
આકાશ તુટી પડે.
આકાશ પાતાળ એક થઇ જાય.
સમુદ્ર પાળ મૂકે.

ઉપરની સરખામણી વાપરીને વાક્યો બનાવો.

# મૂરખના સરદારો

આજથી લગભગ ૪૦૦ વરસ પહેલાં ભારતમાં અકબર નામે એક મુસલમાન બાદશાહ રાજ્ય કરતો હતો. આ અકબર રાજાના દરબારમાં ઘણા ચતુર અને હોશિયાર માણસો સલાહકાર તરીકે નોકરી કરતા હતા. રાજાનો પ્રધાન બિરબલ તો સલાહકારોમાં સૌથી ચતુર. ગમે તેવા અટપટા સવાલના જવાબ બિરબલ પાસે તૈયાર હોય.

એક દિવસ સભામાં આવીને બિરબલે જોયું તો અકબર બાદશાહ ખૂબ વિચારમાં પડેલા હતા. બિરબલે કારણ પૂછ્યું. જવાબમાં અકબર કહે, 'બિરબલ, મારી જિંદગીમાં મેં ઘણા હોશિયાર માણસો જોયા છે. કોઇ સારો કવિ હોય, કોઇ સારો લેખક હોય, કોઇને સારું ગાતાં આવડતું હોય. પણ મૂરખાઓનો અનુભવ નથી. હોશિયાર માણસો તો તેમના બોલવાચાલવા ઉપરથી ઓળખાઇ જાય, પણ મૂરખાઓને ઓળખવા કેવી રીતે? બિરબલ કહે, 'એમાં શુ? જેમ હોશિયાર માણસો તેમના બોલવાચાલવા ઉપરથી ઓળખાય તેમ મૂરખાઓ પણ એમના બોલવાચાલવા પરથી ઓળખી શકાય.'

અકબરે કહ્યું, 'એમ! તો એક કામ કર. તું એક અઠવાડીયામાં છ મૂરખાઓ શોધીને દરબારમાં હાજર કર. અને સાંભળ, ખાલી મુરખાઓ નહીં પણ મુરખાના સરદારો.' બિરબલ હા–ના કરી શકે તેમ નહોતો. વિચાર કરતો કરતો બિરબલ સભામાંથી ચાલી નીકળ્યો.

રાજાના મંત્રી તરીકે બિરબલ અનેક માણસોના સમાગમમાં આવ્યો હતો. તેમાં કેટલાક પાગલ પણ હતા. પણ મૂરખના સરદાર કહી શકાય એટલી હદે પાગલને બિરબલ ઓળખતો નહોતો. અકબર બાદશાહે એક અઠવાડીયાની મુદત આપી હતી. અને આ અઠવાડીયામાં છ મૂરખાના સરદારો શોધવાના હતા. એટલે બિરબલ આવા મહામૂર્ખાઓની શોધમાં શહેરમાં ફરવા લાગ્યો.

એવામાં બિરબલે એક ઘોડેસવારને રસ્તામાં જોયો. એના માથા પર એક પેટી હતી. એક હાથમાં ઘોડાની લગામ હતી અને બીજે હાથેથી તેણે પેટી પકડી હતી. આ દ્રશ્ય જોઇને બિરબલને નવાઇ લાગી.

બિરબલે ઘોડેસવારને ઊભો રાખીને પૂછ્યું, 'ભાઇ, તમે આ પેટી તમારા માથા ઉપર કેમ રાખી છે?' ઘોડેસવારે સામેથી પૂછ્યું?, 'તો કયાં રાખું?' બિરબલે કહ્યું, 'ભલા માણસ, આ ઘોડાની પીઠ ઉપર રાખતાં શું થાય છે?' ઘોડેસવારે જવાબ આપ્યો, 'તમે કેવી પાગલ જેવી વાત કરો છો! જોતા નથી આ ઘોડો કેવો નબળો છે?' મારું વજન પણ માંડ માંડ ઉપાડી શકે છે. એમાંય પાછો પેટીનો ભાર મૂકું તો ઘોડો મરી જ જાયને.

બિરબલે આ ઘોડેસવારનું નામ અને સરનામું નોંધી લીધું.

બીજી એક વખત શહેરમાં ફરતાં બિરબલે એક માણસને કાદવમાં પડેલો જોયો. કાદવમાંથી બહાર નીકળી શકતો નહોતો. તેના હાથ પહોળા કરેલા હતા. બિરબલને જોઇને કાદવમાં પડેલા માણસે બહાર નીકળવા બિરબલની મદદ માગી. નજીક જઇને બિરબલે પેલા માણસને પૂછ્યું, 'તારાથી જાતે બહાર નીકળાય એમ નથી?' પેલા માણસે ટૂકો જવાબ આપ્યો, 'ના.' બિરબલે પોતાનો હાથ લાંબો કરીને પેલા માણસને કહ્યું, 'લે, મારો હાથ ઝાલ.' પેલા માણસે કહ્યું, મારા હાથને અડકશો નહીં. તમે એમ કરો, મારા બે કાન પકડીને મને બેઠો કરો.

'કેમ, તમારા હાથમાં કાંઇ વાગી ગયું છે?' બિરબલે પૂછ્યું. પેલા માણસે કહ્યું, 'તમે મને પહેલાં બેઠો કરો. પછી બીજી બધી વાત.' બિરબલે પેલા માણસના બે કાન પકડીને ઊભો કર્યો. ઊભો થયો તોય પેલા માણસના હાથ તો હજીયે પહોળા જ હતા. એટલે બિરબલે પૂછ્યું, 'આ હાથ આમ કેમ રાખ્યા છે?'

પેલા માણસે શાંતિથી બિરબલને સમજાવતાં કહ્યું, 'વાત એમ છે કે મારે સુથાર પાસે એક કબાટ ઘડાવવું છે. સુથારે મને કબાટની પહોળાઇનું માપ લાવવા કહ્યું હતું. કબાટની પહોળાઇ મારા હાથની પહોળાઇ જેટલી છે. માપ માટે હું મારા હાથ પહોળા કરીને જતો હતો તેવામાં હું કાદવમાં

પડી ગયો. પણ હવે જો હાથ નીચા કરું તો હું માપ ભૂલી જાઉં. અને માપ લેવા મારે પાછું ઘેર જવું પડે એટલા માટે મેં મારા હાથ આમ પહોળા રાખ્યા છે.'

બિરબલને થયું કે આ ખરેખર મૂરખનો સરદાર કહી શકાય તેવો પાગલ છે. બિરબલે તેનું નામ અને સરનામું નોંધી લીધું.

એક વખત બિરબલ રાતના પોતાના ઘર તરફ જતો હતો ત્યાં રસ્તાના ફાનસના અજવાળામાં એક માણસ કાંઇક શોધતો હતો. બિરબલે તે માણસને પૂછયું, 'ભાઇ, શું શોધો છો?' પેલાએ કહ્યું, 'સોનાની વીંટી.' બિરબલને દયા આવી એટલે બિરબલ પણ વીંટી શોધવા લાગ્યો. બિરબલ અને પેલા માણસને કાંઇક શોધતા જોઇ રસ્તે જતા બે ત્રણ માણસો પણ વીંટી શોધવામાં મદદ કરવા લાગ્યા. ઘણીવાર સુધી શોધખોળ કરી પણ વીંટી મળી નહીં એટલે એક માણસે વીંટીના માલિકને પૂછયું, 'તમને ખાતરી છે કે વીંટી અહીં જ ખોવાણી છે?'

'ના. ખોવાણી તો ત્યાં દૂર.' એમ કહીને દૂર ખૂણા તરફ આંગળી કરી. 'તો પછી અહીં આટલે દૂર કેમ શોધો છો? ત્યાંથી આટલે દૂર તો નહીં જ આવી હોય.'

પેલા વીંટીના માલિકે કારણ સમજાવતાં કહ્યું, 'ત્યાં દૂર સાવ અંધારું છે. અહીં આ રસ્તાના ફાનસનું અજવાળું છે. એટલે સારી રીતે શોધી શકાય તેમ છે.'

બીજા  લોકો તો વીંટીના માલિકને પાગલ કહીને ચાલી નીકળ્યા પણ બિરબલે તેનું નામ અને સરનામુ લઇ લીધું.

એક દિવસ બિરબલ નદી કિનારે ફરતો હતો એવામાં તેણે એક માણસને રેતીના ઢગલામાં કાંઇક શોધતો જોયો. બિરબલે પૂછયું, 'ભાઇ, શું શોધો છો? ચાલો હું પણ મદદ કરું.'

હું નદીમાં નહાવા ગયો ત્યારે મારી હીરાની વીંટી રેતીના ઢગલા નીચે સંતાળી ગયો હતો તે શોધું છું. બિરબલે પૂછયું, 'રેતીનો ઢગલો કયાં કર્યો હતો એ બરાબર યાદ છે? ઢગલાની કાંઇ નિશાની રાખેલી હતી?'

પેલા માણસે બિરબલને ઠપકો આપતાં કહ્યું, 'હું કાંઇ પાગલ નથી. નિશાની બરાબર રાખી હતી. હું નહાવા ગયો ત્યારે મારા ઢગલા ઉપર આકાશમાં ઊંટના આકારનું એક વાદળું હતું, પણ હવે તો એ વાદળુ પણ નથી દેખાતું. મારો ઢગલો પણ નથી દેખાતો અને મારી વીંટી પણ નથી દેખાતી.'

બિરબલે તેનું પણ નામ અને સરનામું લખી લીધું.

એવામાં એક અઠવાડીયાની મુદત પૂરી થઇ ગઇ. ફરીથી દરબાર ભરાયો. અકબરે બિરબલને છ મૂરખના સરદારોને હાજર કરવા હુકમ કર્યો. બિરબલને આગલા અઠવાડીયામાં જે ચાર પાગલ માણસો મળ્યા હતા તેમને દરબારમાં બોલાવ્યા. બધાની મૂર્ખાઇનાં વર્ણન કર્યા. અકબર રાજાએ અને બીજા દરબારીઓએ પણ માન્યું કે આ મૂરખના સરદાર છે. અકબરે બિરબલને કહ્યું, 'પણ બિરબલ, મેં તો તને છ મૂરખના સરદાર લાવવાનું કહ્યું હતું ને? આ તો માત્ર  ચાર જ છે. બીજા  બે કયાં?'

બિરબલે જવાબ આપ્યો, 'આ ચાર તો આપે જોયા. પાંચમો મૂરખનો સરદાર હું.'

અકબરને ખૂબ નવાઇ લાગી. બિરબલ જેવો હોશિયાર માણસ પોતાને મુરખ કેમ કહેતો હશે! અકબરે ખુલાસો માગ્યો એટલે બિરબલે કહ્યું, 'હું આપના રાજ્યનો મુખ્ય મંત્રી. રાજ્યનાં બધાં અગત્યનાં કામકાજ મૂકીને હું મૂરખાઓની શોધ કરવા નીકળ્યો અને સાત દિવસ નકામા બગાડયા. હું મૂરખનો સરદાર નહીં તો બીજું શું?'

'ત્યારે છઠ્ઠો મૂરખનો સરદાર કયાં?'

બિરબલ કહે, 'ભૂલચુક માફ કરજો જહાંપના, પણ છઠ્ઠા મૂરખના સરદાર તમે પોતે જ!'

આખી સભા સ્તબ્ધ થઇ ગઇ. બધાને એમ થયું કે અકબર બિરબલને આકરી સજા કરશે. રાજા કદાચ પાગલ હોય તો પણ તેના મોઢે કેમ કહેવાય કે રાજા પાગલ છે? અને આ તો પાછો અકબર જેવો મોટો રાજા. પણ અકબરે શાંતિથી બિરબલને પૂછયું, 'મને તેં મૂરખનો સરદાર શા માટે ગણ્યો તે તો સમજાવ.'

બિરબલ કહે, 'જુઓ મહારાજ, રાજા હંમેશાં હોશિયાર સલાહકારોની શોધમાં જ હોય છે જેથી તેને સારી અને સાચી સલાહ મળી શકે. એટલે આપે કદાચ મને કોઇ હાશિયાર માણસની શોધમાં મોકલ્યો હોત તો યોગ્ય ગણાત. પણ આપે તો મને મૂરખાઓ શોધવા મોકલ્યો. આપના જેવા રાજા તેના મંત્રીને મૂરખાઓને શોધવા મોકલે તો તે મૂરખનો સરદાર નહીં તો કોણ?'

બિરબલના જવાબથી ગુસ્સે થવાને બદલે અકબર રાજી થયો. પોતાની ભૂલ પણ સમજાણી કે મૂરખાઓનો વિચાર કરવો અને ઉપરથી પાછી તેમની શોધમાં વખત બગાડવો તે મૂર્ખાઇ નહીં તો બીજું શું?'

**અઘરા શબ્દો :**

સ્તબ્ધ = ડરીને કે નવાઇથી ચૂપ થઇ જવું

અટપટા = અઘરા, Complex

## સ્વાધ્યાય

૧. નીચેના બે ક્રિયાપદ જુઓ.

કરવું કરાવવું

આપણે જાતે કામ <u>કરીએ</u> છીએ.

આપણે બીજા પાસે કામ <u>કરાવીએ</u> છીએ.

હવે નીચે જણાવેલા ક્રિયાપદો ને બદલાવીને વાકયોમાં વાપરો

ભણવું, રમવું, શીખવું, બોલવું, ચાલવું, હસવું

૨. 'મૂર્ખ'અને 'મૂરખ' બે રીતે લખી શકાય છે. પણ 'મૂર્ખાઇ' એક જ રીતે લખી શકાય છે.

ઉપર જણાવેલ ચાર જણાની મૂર્ખાઇનો વિચાર કરો. તેમણે શું મૂર્ખાઇ કરી હતી એ વિચાર કરીને તમારા પોતાના શબ્દોમાં નીચેના સવાલના જવાબ આપો.

૧. ઘોડેસવાર કેમ મુરખ હતો?
૨. કાદવમાં પડેલા માણસની શું મૂર્ખાઇ હતી?
૩. રસ્તામાં વીંટી શોધનારો કેમ મૂરખ હતો?
૪. નદી કિનારે વીંટી શોધનારે શું મૂર્ખાઇ કરી હતી?

કદાચ આપણને લાગતું હોય કે આપણામાંથી કોઇ મુરખ નથી. નીચેના સવાલના જવાબ આપી તપાસ કરી જૂઓ.

૧. એક થેલીમાં એક કિલોગ્રામ લોખંડ(**Steel**) ભરીએ અને એક થેલીમાં એક કિલોગ્રામ રૂ (**Cottonwool**) ભરીએ તો કઇ થેલીમાં ભાર વધારે થશે?

૨. આપણે બાથરૂમના કાંટા ઉપર એક પગે ઊભીએ તો આપણું વજન વધારે થાય કે બન્ને પગ સાથે રાખીને ઊભીએ તો વધારે થાય ?

૩. લંડનની અંડરગ્રાઉન્ડ ટ્રેઇન પૂર્વથી પશ્ચિમ તરફ જતી હોય તો તે ટ્રેઇનનો ધુમાડો કઇ તરફ જતો દેખાય?

# નમૂનાનું પ્રશ્નપત્ર – વાર્ષિક પરીક્ષા
## (સમય: ૧ કલાક ૩૦ મિનિટ)

SPECIMEN PAPER – FINAL EXAM JUNE
(Time : 90 Minutes)

| | |
|---|---|
| વિદ્યાર્થીનું નામ: | ______________________ |
| શિક્ષકનું નામ: | ______________________ |
| શનિવાર / રવિવાર: | ______________________ |
| | Class Code: |

Write your and your Teacher's name in the box above.

Read instructions at the beginning of questions carefully.

Answer all questions in FULL SENTENCES.

**પ્ર. ૧ નીચેની જાહેરાત વાંચી સવાલના જવાબો ગુજરાતીમાં લખો. (૫ માર્ક)**

આવે છે...... આવે છે...... આવે છે......

તમારા પરિવારને ખૂબ હસાવવા

નાટક...... નાટક..... નાટક

**એ.. કોઈને કહેતા નહીં**

**કુટુંબ સાથે આવો**
**૨ ½ કલાક**

થોડા સમયમાં:
૨ જૂન ૨૦૦૨ થી
૯ જૂન ૨૦૦૨ સુધી

ટિકિટ: નવ પાઉન્ડ
સોળ વર્ષથી નીચેનાં બાળકો
માટે ટિકિટ અડધી કિંમતે

**દાખલો:**
સવાલ: આ જાહેરાત કેવા કાર્યક્રમની છે?
જવાબ: નાટકની

ક) કાર્યક્રમ કેટલો લાંબો છે?

______________________________ [1]

ખ) તે કોને માટે યોગ્ય છે?

______________________________ [1]

ગ) તે જોવાની બધાંને કેમ મજા આવશે?

______________________________ [1]

ઘ) કોના માટે ટિકિટ સસ્તી છે?

______________________________ [1]

ચ) આનો છેલ્લો દિવસ ક્યારે છે?

______________________________ [1]

## પ્ર. ૨ પારુલનો પોસ્ટકાર્ડ વાંચી નીચેના સવાલો વાંચી યોગ્ય ચિત્રો પાસે (✓) કરો.

(૬ માર્ક)

૨૨ જાન્યુઆરી ૨૦૦૪

પ્રિય મીના

હમણાં એક મહિના માટે નિશાળ બંધ છે. હું ખૂબ મજા કરું છું. દરરોજ સવારે મોડી ઊઠું. તૈયાર થઈને દાદા સાથે ચાલવા જાઉં છું. રાત્રે સાડા બાર વાગ્યા સુધી ટેલિવિઝન જોઉં છું. બુધવારે મારા મિત્ર સાથે ખરીદી કરવા જાઉં. ત્યાં અમે બસમાં જઈએ. રવિવારે મારી કલબ સાથે બાજુના ગામડામાં સાયકલથી ફરીએ. પછી ખેતરમાં ઉજાણી કરીએ.

લિ. પારુલ

દાખલો પારુલને કેટલા સમયની રજા છે?

January 2004

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | | 1 | 2 | 3 |
| 4 | 5 | 6 | 7 | 8 | 9 | 10 |
| 11 | 12 | 13 | 14 | 15 | 16 | 17 |
| 18 | 19 | 20 | 21 | 22 | 23 | 24 |
| 25 | 26 | 27 | 28 | 29 | 30 | 31 |

ક ✓ ખ ગ

ક) તેના દાદા સાથે શું કરે છે?

ક ખ ગ

ખ) પારુલ કેટલા વાગ્યે સૂવા જાય છે?








ગ) તે ખરીદી માટે કયારે જાય છે?








ઘ) તે ત્યાં કેવી રીતે જાય છે?








ચ) તે ગામડામાં શું કરે છે?








છ) તે ઉજાણી કયાં કરે છે?







**પ્ર. ૩ After reading this article, answer the following questions in English.**

**(12 Marks)**

**બ્રિટનમાં દાંતના વધુ ડોક્ટરોની જરૂરિયાત**

બ્રિટનમાં દાંતના ડોક્ટરોની સંખ્યા પૂરતી નથી તેથી ગંભીર સ્થિતિ ઊભી થઈ છે. ખાસ કરીને ઉત્તર ઇન્ગ્લેંડમાં ડોક્ટરો બહુ ઓછા છે.
સરકારના આરોગ્યખાતાએ વધુ ડોક્ટરો લેવાની જાહેરાત આ દેશમાં અને બીજા દેશોમાં પણ કરી છે. આથી છેલ્લા પાંચ વરસમાં બ્રિટનમાં બે હજાર દાંતના ડોક્ટરો વધ્યા છે. તેમ છતાં સરકારી સારવાર નીચે પૂરતા ડોક્ટરો મળી શકતા નથી કારણ કે તેઓ ખાનગી દવાખાનામાં કામ કરવાનું વધારે પસંદ કરે છે. ત્યાં તેઓ વધારે પૈસા કમાઈ શકે છે.
ઘણા વિદ્યાર્થીઓને દાંતના ડોક્ટર બનવાનો શોખ હોય છે પણ તેઓને ભણતર અઘરું અને લાંબુ લાગે છે.

7. What is the emergency about?

__________________________________________

8. Which area are they particularly worried about?

__________________________________________

9. What step has the health department taken?

__________________________________________

10. What effect has this had?

__________________________________________

11. Why is there still a problem?

__________________________________________

12. Why don't more students study dentistry?

__________________________________________

**પ. ૪** Prepare an e-mail to tell friend (or a short essay with bullet points) about your home. Write about 50 words in Gujarati in full sentences.

(12 Marks)

Include the following details. An Example is given.

| |
|---|
| Example : Size of the house.<br>**મારું ઘર બહુ મોટું નથી.** |

- Number of rooms
- Your room
- What do you do in your room
- Where do you eat
- Distance from your school
- sporting and/or recreational facility near your home

**પ્ર. ૫ નીચેની જાહેરાત વાંચી ખાનામાં આપેલા શબ્દોમાંથી યોગ્ય શબ્દ પસંદ કરી વાક્યોમાં ખાલી જગ્યા પૂરો. (૧૦ માર્ક્સ)**

ભારત આવો ત્યારે સુરતની મુલાકાત લો

- તાપી નદીના કિનારે આવેલું ઐતિહાસિક નગર
- એક જમાનાનું ગુજરાતનું ઉત્તમ બંદર
- સુરતનું ખૂબ જ જાણીતું કાપડ બજાર એશિયાભરમાં પ્રખ્યાત છે.
- અહીંના ૫૦ મીટર ઊંચાઈવાળા ફરતા રેસ્ટોરાંટમાંથી આખું ગામ સરસ રીતે જોઇ શકાય
- પ્રવાસીઓ માટે નહેરુ બાગ અને નદીકાંઠે ચોપાટી જ્યાં ભેળપૂરી ખવાય અને એકબીજાને મળી શકાય
- સુરતની મીઠાઇ અને ફરસાણનો સ્વાદ ચાખો
- દૂર દૂરથી લોકો હીરામોતીના સરસ ઘરેણાં ખરીદવા સુરત આવે છે

**એક દાખલો આપેલ છે.**

| | | | | |
|---|---|---|---|---|
| ચોપાટી | પચાસ | તાપી | હીરામોતી | કિનારે |
| ફરસાણ | મોસમમાં | મીઠાઇ | બંદર | કાપડ |
| ફરવા | શહેર | ચોપાટી | અડધું | આખું |

**દાખલો:** સુરત એક ઐતિહાસિક <u>શહેર</u> છે.

૧. સુરત ________ નદીના કિનારે આવેલું છે.

૨. એક વખતે તે જાણીતું ________ હતું.

૩. ત્યાંનું _______ નું બજાર બહુ જ સરસ છે.

૪. રેસ્ટોરાંટ ________ મીટર ઊંચું છે.

૫. ત્યાંથી _________ શહેર જોઈ શકાય છે.

૬. _______ માટે નહેરુ બાગ છે.

૭. લોકો એકબીજાને મળવા _________ પર જાય છે.

૮. સુરતની _______ અને _________ બધાને ભાવે છે.

૯. અહીંના ___________ ના દાગીના સુંદર છે.

**પ્ર. ૬ After reading this article, answer the following questions in English.**
**(12 Marks)**

**અહમદશાહે વસાવેલું જૂનું અમદાવાદ શહેર જોવા આવો!**

- ❖ પહેલાં પ્રવાસીઓએ ગામનો નક્શો લઈ આવવો
- ❖ જૂના શહેરના રતનપુર જેવા વિસ્તારમાં તો ચાલીને જ જવાય છે તેથી ગાડીઓની ભીડ નહીં નડે
- ❖ તમારે ખરીદીનો આનંદ માણવો હોય તો ઘણાં ખરીદકેન્દ્રો છે તેમાંથી એકમાં જવું
- ❖ માણેકચોકમાં દરરોજ બજાર ભરાય છે. ત્યાં ઘણી જાતના મસાલા તેમજ સૂકો મેવો તમને મળશે
- ❖ તમને ભૂખ લાગે તો ત્યાં ઘણા ગાડીવાળાઓ નાસ્તા વેંચતા હોય છે

1. What part of Ahmedabad is this article about?

_______________________________________________

2. What does the article suggest a tourist should do first?

_______________________________________________

3. What particular advantage do the pedestrians have in Ratanpur?

_______________________________________________

4. Where does the article say you might particularly enjoy shopping?

_______________________________________________

5. Besides dry fruit and nuts, what else can one buy at the market?

_______________________________________________

6. Why would you not have to go hungry for long in the old town?

_______________________________________________

**પ્ર. ૭ ઉપરના સમાચાર વાંચી ખાનામાં આપેલા શબ્દોમાંથી યોગ્ય શબ્દ પસંદ કરી વાક્યોમાં પૂરો. (૮ માર્ક્સ)**

## યુવક સાઇકલ પર લૂંટાયો

ચૌદ વરસનો દિપક હંમેશની જેમ ગયા શનિવારે તેની સાઇકલ પર સવારે છાપાં વેંચવા જતો હતો. બે બુરખાવાળા યુવાનો ઓચિંતા રસ્તા ઉપર આવ્યા. તેઓએ દિપકને ધક્કો મારીને સાઇકલ પરથી પાડી નાખ્યો અને બીવડાવીને તેનો મોબાઇલ ફોન અને થોડાક છૂટા પૈસા હતા તે ઝૂંટવીને ભાગી ગયા. દિપકે પાસેના ઘરની ઘંટડી મારીને એક માણસને પોલીસને બોલાવવાની અરજ કરી. પોલીસે બે યુવાનોને પકડયા છે.
પોલીસનું કહેવું છે કે આવા ગુના કરનાર યુવાનો ડ્રગ્સ અને સિગરેટ માટે સહેલાઈથી પૈસા મેળવવા પ્રયત્ન કરતા હોય છે.

**એક દાખલો આપેલ છે.**

| | | | |
|---|---|---|---|
| કમાતા | જમીન | મજા | કામ |
| બહેને | માર્યો | મોઢાં | ગાડી |
| ચોરતા | ભાઇએ | લૂંટયો | ચૌદ |
| ભૂખ | સાઇકલ | હાથ | બીક |

**દાખલો :** દિપકની ઉંમર <u>ચૌદ</u> વર્ષની હતી.

૯. દિપક શનિવારે સવારે ________ કરતો હતો.

૧૦. તે ________ વાપરતો હતો.

૧૧. ચોર લોકોએ પોતાનાં _______ ઢાંકી દીધાં હતાં.

૧૨. દિપક _______ પર પડી ગયો હતો.

૧૩. તેને બહુ _______ લાગી હતી.

૧૪. ચોરે તેને _______ હતો.

૧૫. એક ________ પોલીસને ફોન કર્યો હતો.

૧૬. યુવાન ચોરો સિગરેટ માટે પૈસા _______ હોય છે.

**પ્ર. ૮ પોલીસે આપેલી આ સલાહો વાંચી સાચા જવાબ સામે ( √ ) કરો. (૭ માર્ક્સ)**

**આ વિસ્તારમાં થતા ગુના અટકાવવામાં અમને મદદ કરો**

- મોડી રાત્રે એકલા ચાલીને બહાર જશો નહીં.
- અંધારા વિસ્તારમાંથી ટૂંકો રસ્તો લેશો નહીં.
- ન ઓળખતા હો એવા માણસની કારમાં કદી જશો નહીં.
- આગગાડીમાં બીજા ઉતારૂ હોય ત્યાં બેસો.
- ઘરની લગભગ નજીક આવી ગયા હો તો પણ ચેતીને રહેજો.
- તમારી ચાવી તૈયાર રાખો જેથી તમે ઘરમાં જલદીથી જઈ શકો.
- જો તમને કોઇ હેરાન કરે તો મદદ માટે ખૂબ જોરથી બૂમો પાડો.

**દાખલો : આ સલાહ છે રસ્તામાં**

ચ. ગુના ઓછા કરવા (√ )
ડ. અવાજ ઓછો કરવા ( )
ક. પ્રદૂષણ અટકાવવા ( )

૧. રાતે બહાર ન જાવ

ચ. ક્યારેય ( )
ડ. એકલા ( )
ક. મિત્રો સાથે ( )

૨. અંધારી જગ્યાએથી

ચ. દોડીને જાવ ( )
ડ. બત્તી લઇને જાવ ( )
ક. નાનો રસ્તો ન લો ( )

૩. ન જાઓ

ચ. ટેક્ષીમાં ( )
ડ. મિત્રની ગાડીમાં ( )
ક. જાણતા ન હો તેની ગાડીમાં ( )

૪. આગગાડીમાં બેસો

ચ. લોકો હોય ત્યાં ( )
ડ. એકલા ( )
ક. દરવાજાની બાજુમાં ( )

૫.ઘરની બાજુમાં પહોંચો ત્યારે ચાલો

| | |
|---|---|
| ચ. જલદી | ( ) |
| ડ. ધીમે | ( ) |
| ક. સંભાળીને | ( ) |

૬.ઘરમાં જલદી જવા માટે

| | |
|---|---|
| ચ. પાછળના બારણે જાવ | ( ) |
| ડ. ચાવી હાથમાં રાખો | ( ) |
| ક. જોસથી ઘંટડી વગાડો | ( ) |

૭.કોઇ હેરાન કરે ત્યારે મદદ માટે

| | |
|---|---|
| ચ. પોલીસને બોલાવો | ( ) |
| ડ. રાડો પાડો | ( ) |
| ક. સામા થાઓ | ( ) |

**પ્ર. ૯** **(૨૮ માર્ક્સ)**

**તમે રજાઓમાં ભારતમાં તમારા ગામ ફરવા ગયા છો. નીચેની બાબતોનો સમાવેશ કરી, તમારી માતાને ગુજરાતીમાં આશરે ૧૦૦ શબ્દોનો પત્ર લખો.**

તમારી મુસાફરી કેવી રહી હતી?
How was your journey?
તમે કયારે પહોંચ્યા અને કોણ લેવા આવ્યું હતું?
When did you reach there and who came to receive you?
ત્યાંનું હવામાન કેવું છે?
How is the weather there?
ત્યાં તમે શું ખરીદી કરી?
What shopping have you done there?

# VOCABULARY
# શબ્દકોષ

**આપણા આ વર્ષના અભ્યાસ દરમ્યાન આપણને નીચે જણાવેલા શબ્દો, તેમની જોડણી અને તેમનો અર્થ આવડવા જોઇએ. અર્થમાં માત્ર અંગ્રેજી ભાષાંતર જ નહીં, પણ ગુજરાતીમાં પણ તેનો અર્થ આવડવો જોઇએ. દા.ત. 'સુથાર' એટલે માત્ર "carpenter" જ નહીં પણ 'સુથાર' એટલે 'લાકડાનું કામ કરનાર' એ પણ આવડવું જોઇએ. નીચે જણાવેલ શબ્દોનો અભ્યાસ કરી, તેમની જોડણી અને અર્થ યાદ રાખજો. ખોટી જોડણીથી પરીક્ષામાં ગુણ કપાઇ જાય છે.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| કલમ | કડક | કર | કરકસર | કસરત | કટોકટી |
| કર્મચારી | કપડા | કબાટ | કલાક | કલાકાર | કળા |
| કબૂતર | કપાળ | કરા | કડિયો | કદી | કરોડપતિ |
| કવિતા | કમર | કહેવત | કલબ | કદર | કદરૂપું |
| કચેરી | કચોરી | કજિયો | કહેવું | કમાવું | કમાણી |
| કરવત | કલ્પના | કમળ | કાબર | કામ | કાકા |
| કાકી | કાપ | કારતક | કાંણું | કાળું | કાચું |
| કાગળ | કાલ | કાળ | કારણ | કાયમ | કાન |
| કાણીંગું | કાગડો | કાપડ | કાળો | કાકડી | કાળજી |
| કાળજું | કાયમ | કાતર | કાયદો | કિનારો | કિરણ |
| કિંમત | કુટુંબ | કુટેવ | કુશળ | કુલ | કૂતરો |
| કૂવો | કેરી | કેળાં | કોલસા | કોઇ | કોશિશ |
| કોયલ | કોબીજ | કોણી | કોઇવાર | કોલેજ | કોતરણી |
| કંઇ | કંટાળો | કંજૂસ | કાંદા | કાંડું | કૃપા |
| કૃષ્ણ | ક્યારે | ક્યારેક | ક્યાં | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ખબર | ખભો | ખરાબ | ખરેખર | ખમીસ | ખરબચડું |
| ખરીદી | ખરું | ખસવું | ખાસ | ખાલી | ખાવું |
| ખાટું | ખાતું | ખાડો | ખાનું | ખારું | ખાતર |
| ખાબોચિયું | ખારેક | ખાસિયત | ખિસ્સું | ખિસકોલી | ખીચડી |
| ખીલી | ખીચોખીચ | ખુલવું | ખુલ્લું | ખુલ્લું | ખુશ |
| ખુરશી | ખૂણો | ખૂન | ખૂબ | ખૂબી | ખેતર |
| ખેડૂત | ખેલ | ખેલાડી | ખોટું | ખોરાક | ખોવું |
| ખોપરી | ખોખું | ખંજવાડ | ખંડ | ખંત | ખાંડ |
| ખાંડવું | ખ્યાતિ | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગમવું | ગરમ | ગરમી | ગરીબ | ગણિત | ગણવું |
| ગરબા | ગતિ | ગયું | ગળું | ગળ્યું | ગરબડ |
| ગણવેશ | ગમ્મત | ગધેડો | ગરુડ | ગાય | ગામ |
| ગામડુ | ગાઢ | ગાલિચો | ગાલ | ગાળવું | ગાજર |
| ગાવું | ગાયક | ગિરદી | ગીધ | ગીત | ગીચ |
| ગુજરાત | ગુજરાતી | ગુસ્સો | ગુજરી | ગુરુવાર | ગુણ |
| ગુલાબ | ગુલાબી | ગુનો | ગુનેગાર | ગૂમડું | ગેરહાજર |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગોળ | ગોતવું | ગોળી | ગોઠવવું | ગંદું | ગાંડપણ |
| ગાંઠિયા | ગાંસડી | ગ્રાહક | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઘર | ઘડિયાળ | ઘટા | ઘઉં | ઘનઘોર | ઘનશ્યામ |
| ઘણું | ઘા | ઘાટ | ઘી | ઘેલું | ઘોંઘાટ |
| ઘેટું | ઘુવડ | ઘોડો | ઘંટ | ઘંટી | ઘૂંટણ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ચકલી | ચક્કર | ચમક | ચરવું | ચમાર | ચમચી |
| ચતુર | ચતુરાઇ | ચમેલી | ચા | ચામડી | ચામાચીડિયું |
| ચાકુ | ચાખવું | ચાદર | ચાકર | ચાર | ચારેબાજું |
| ચામડું | ચાલાક | ચાલવું | ચિત્ર | ચિંતા | ચિરંજીવી |
| ચીકુ | ચીસ | ચીભડું | ચીકણું | ચૂલો | ચાવી |
| ચોક | ચોકી | ચોર | ચોક્કસ | ચોટવું | ચોરસ |
| ચોપડી | ચોખા | ચોખ્ખું | ચોળી | ચોમાસું | ચંદ્ર |
| ચંપલ | ચાંદલો | ચાંદ | ચાંદી | ચાંદો | ચૈત્ર |

| | | | | | |
|---|---|---|---|---|---|
| છત | છત્રી | છત્રીસ | છટકવું | છાલ | છાપ |
| છાનું | છાતી | છેક | છાંયો | છીંક | છુપાવવું |
| છૂપું | છુમંતર | છૂટાછેડા | છેડવું | છાશ | છેક |
| છેતાળીસ | છેતરવું | છેલ્લું | છેલ્લું | છોલવું | છોડવું |
| છોકરું | | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| જમવું | જમણી | જમીન | જમરૂખ | જન્મ | જનમ |
| જવાબ | જરા | જયંતિ | જલેબી | જલદી | જગત |
| જવું | જાવું | જાવક | જાગવું | જાત | જામીન |
| જાહેર | જાણવું | જાજરૂ | જાન | જાનવર | જાન્યુઆરી |
| જામફળ | જીભ | જીવન | જીવડું | જુવાન | જુદા |
| જુનું | જૂન | જૂલાઇ | જેલ | જેમતેમ | જેઠ |
| જેઠાણી | જો | જોર | જોઇએ | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઝટ | ઝનૂન | ઝભ્ભો | ઝભલું | ઝઘડો | ઝબોડવું |
| ઝાડ | ઝાઝું | ઝાંખું | ઝૂંપડી | ઝોલું | ઝિબ્રા |
| ઝીણું | | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ટપાલી | ટમેટું | ટચલી | ટપ | ટપાલ | ટાઢું |
| ટીકા | ટુચકો | ટેવ | ટેકરી | ટેકો | ટોપી |
| ટોળી | | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઠળિયો | ઠારવું | ઠાઠડી | ઠાલવવું | ઠામવાસણ | ઠીક |
| ઠેસ | ઠેકડો | ઠોઠ | ઠોકર | ઠંડી | ઠંડું |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ડરપોક | ડહાપણ | ડહોળું | ડબ્બો | ડાબું | ડામર |
| ડામ | ડાળી | ડિસેમ્બર | ડુક્કર | ડુંગળી | ડાબો |
| ડુંગર | ડૂબવું | ડેલી | ડોક | ડોસો | ડંખ |
| ઢગલો | ઢાંક | ઢીંગલી | ઢેલ | ઢોલ | ઢેબરા |
| ઢોકળાં | ઢોળવું | ઢોસા | ઢોંગ | ઢઢરો | |
| તડકો | તરવું | તર | તરફ | તક | તરબૂચ |
| તરુ | તપાસ | તળાવ | તપેલી | તાકાત | તાબડતોબ |
| તેજ | તબિયત | તસ્દી | તાપ | તાલ | તાવ |
| તાકાત | તારીખ | તાણવું | તીર | તીર્થ | તીખું |
| તુવેર | તુલસી | તૂટવું | તૂટેલું | તેત્રીસ | તેલ |
| તેવું | તૈયાર | તંદુરસ્ત | તંગ | ત્રાજવું | ત્રિકોણ |
| થડ | થયું | થવું | થર | થપ્પડ | થાક |
| થાળી | થીજવું | થૂંક | થેલી | થીગડું | થેપલાં |
| થોભવું | થોડું | | | | |
| દર | દરરોજ | દમ | દવા | દયા | દરિયો |
| દરેક | દબાણ | દરજી | દરવાજો | દક્ષિણ | દર્શન |
| દખલ | દાખલ | દાખલો | દાદી | દાદા | દારૂ |
| દાબવું | દાદરો | દાળ | દાનત | દાન | દાડમ |
| દાઢ | દાઝવું | દિવાળી | દિલ | દિશા | દિન |
| દીન | દીવો | દીપક | દીકરી | દુકાન | દુશ્મન |
| દિવસ | દુ:ખ | દુર્ગંધ | દૂર | દૂધ | દૂધી |
| દેરાણી | દેવળ | દેખવું | દેવું | દેવી | દેશ |
| દોસ્ત | દોરવું | દોરી | દાંત | દ્રાક્ષ | |
| ધજા | ધન | ધબ | ધબાકો | ધમાલ | ધરપકડ |
| ધનુષ્ય | ધર્મ | ધરતી | ધરણી | ધાણા | ધાતુ |
| ધિક્કાર | ધીમું | ધુમ્મસ | ધુમાડો | ધુન | ધૂજવું |
| ધોવું | ધોબી | ધોકો | ધોરણ | ધોળો | ધોળું |
| ધ્યાન | | | | | |
| નમ | નજર | નકલ | નક્કી | નવું | નવીન |
| નવાઇ | નયન | નખ | નળ | નારી | નર |
| નરમ | નમવું | નમાવવું | નમાજ | નજીક | નકશો |
| નગર | નસ | નર્સ | નસીબ | નારાજ | નગરપાલિકા |
| નદી | નથી | નહીં | નમસ્તે | નમસ્કાર | નણંદ |
| નવાજૂની | નણદોઇ | નવરાત્રિ | નવેમ્બર | નૌકા | નાની |
| નાચ | નાટક | નાતાલ | નાહવું | નાક | નમન |
| નાનું | નાળિયેર | નાપાસ | નારંગી | નાસવું | નાસ્તો |

| | | | | | |
|---|---|---|---|---|---|
| નાલાયક | નિબંધ | નિશાળ | નિરાશ | નિયમ | નિયમિત |
| નિર્મળ | નિકાશ | નિરાંત | નિશા | નિર્ણય | નિશાની |
| નીચે | નીકળવું | નીક | નૂતન | નેત્ર | નોબત |
| નોકરી | નોંધ | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| પવન | પસંદ | પતિ | પત્ની | પરમદિવસ | પરિણામ |
| પગથિયું | પક્ષી | પરીક્ષા | પહાડ | પશ્ચિમ | પથ્થર |
| પથરો | પવિત્ર | પલંગ | પક્ષ | પરદેશ | પકાવવું |
| પડવું | પરણવું | પરાણે | પશુ | પગ | પત્ર |
| પરિવાર | પરંતુ | પરોઢ | પછી | પખવાડિયું | પરસેવો |
| પાસે | પાણી | પાનખર | પાસ | પાકું | પાળવું |
| પાડવું | પાકિટ | પામવું | પાપડ | પાનું | પાટનગર |
| પાટલૂન | પાપ | પાછળ | પાંઉ | પાંચ | પિયર |
| પિત્રાઇ | પ્રિય | પીરસવું | પીવું | પીણું | પીળું |
| પીળા | પુષ્કળ | પુરુષ | પુલ | પુરી | પુસ્તક |
| પુસ્તકાલય | પૂનમ | પૂજય | પૂરું | પૂરી | પૂછપરછ |
| પૂર્વ | પૂજા | પૂંછડી | પેટ | પેટી | પેલું |
| પહેલું | પૈસા | પૈસાદાર | પોષાક | પોપટ | પોતાનું |
| પોષવું | પોણો | પપૈયું | પ્રશંસા | પ્રભાત | પ્રકાશ |
| પ્રવૃતિ | પ્રદેશ | પ્રવાસ | પ્રમાણે | પ્રતિજ્ઞા | પ્રમાણિક |
| પ્રણામ | પ્રેરણા | પૃથ્વી | પોષ | પ્રાર્થના | પ્રાથમિક |
| પ્રેમ | | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ફર | ફળ | ફકત | ફરાળ | ફકરો | ફરસાણ |
| ફરજ | ફરજિયાત | ફરમાવવું | ફાનસ | ફાળો | ફાજલ |
| ફિકર | ફીણ | ફુરસદ | ફુઆ | ફૂવારો | ફૂલ |
| ફૂલવું | ફેફસા | ફેરવવું | ફેરિયો | ફેબ્રુઆરી | ફોટો |
| ફોલવું | ફાગણ | ફોઇ | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| બળ | બધા | બધાં | બરફ | બરફી | બરણી |
| બરાબર | બટેટા | બદામ | બતક | બગીચો | બહાર |
| બપોર | બહાદુર | બહેન | બગાડવું | બંગડી | બંને |
| બન્ને | બન્ને | બહુ | બહુવચન | બનેવી | બતાવવું |
| બકરી | બજાર | બક્ષિસ | બત્રીસી | બાપુજી | બારી |
| બામ | બાટલી | બાળક | બાળવું | બારણું | બાજુ |
| બાગ | બ્રાહ્મણ | બાધવું | બાંકડો | બિલાડી | બિમાર |
| બિસ્કિટ | બિસ્ત્રો | બી | બીવું | બીકણ | બુધવાર |
| બૂટ | બૂમ | બેસ | બેતાળીસ | બેકાર | બોલવું |
| બોર | બંગડી | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ભરવું | ભસવું | ભજન | ભગવાન | ભયંકર | ભવિષ્ય |
| ભરત | ભજવવું | ભલામણ | ભણાવવું | ભણવું | ભત્રીજી |
| ભાઇબીજ | ભાવવું | ભાવિ | ભાજી | ભાગવું | ભાખરી |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ભાત | ભાષા | ભારે | ભારત | ભાન | ભાભી |
| ભાગોળ | ભીખ | ભીત | ભીંડા | ભૂત | ભૂતકાળ |
| ભૂમિ | ભૂલ | ભૂલવું | ભૂગોળ | ભૂરો | ભૂકંપ |
| ભેટ | ભેગું | ભેંસ | ભંગ | ભંગાર | ભાદરવો |
| ભૌતિકશાસ્ત્ર | | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| મગ | મરવું | મળવું | મન | મગજ | મમરા |
| મજૂર | મંજૂર | મટર | મગર | મદદરૂપ | મકાન |
| મને | મરચું | મત | મકાઇ | મસ્જિદ | મજા |
| મહિનો | મહેફિલ | મહેનત | મહત્વ | મજબુત | માર્ગ |
| મામા | મથાળું | મજબૂરી | મસ્ત | મકરસંક્રાંતિ | માળો |
| મારું | માથું | માટલું | માટે | માલ | માહિતી |
| માર્ચ | માગવું | માનવું | માણવું | માગસર | માર્ગદર્શન |
| માસા | માપવું | માત્ર | માત્રા | માવજત | માસ્તર |
| માલમિલકત | માલિકી | માંદગી | મિત્ર | મિનિટ | મિજબાની |
| મીઠું | મીઠાઇ | મુગટ | મુજબ | મુશ્કેલ | મુસીબત |
| મહા | મુનિ | મુખ | મૂઠી | મૂકવું | મુસલમાન |
| મુશળધાર | મુદ્દો | મુખવાસ | મૂર્તિ | મૂળો | મૂડી |
| મૂરખ | મૂર્ખ | મૂલ્ય | મેલું | મેયર | મેજ |
| મેદાન | મેળ | મેંદી | મહેંદી | મેંદો | મોકલવું |
| મોકો | મોચી | મોળું | મોડું | મોઢું | મોટું |
| મોસમ | મોસાળ | મોસંબી | મોજું | મોતી | મોજ |
| મોઘું | મૌન | મંદિર | મંત્રી | મંગળવાર | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| યજમાન | યાત્રા | યાર | યાદ | યુવક | યુવતિ |
| યુકિત | યોજના | યોગ્ય | યૌવન | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| રમવું | રસ | રજાઇ | રજા | રવિ | રવિવાર |
| રસોડું | રસોઇ | રમાડવું | રતાળું | રહેવું | રહેઠાણ |
| રસ્તો | રાજા | રાજ | રાજય | રગદોળવું | રસાયણશાસ્ત્ર |
| રાષ્ટ્ર | રાષ્ટ્રીય | રાજી | રાડ | રાગ | રાત્રિ |
| રાત | રાતું | રાખવું | રાસ | રાધા | રાંધવું |
| રિવાજ | રીત | રીતભાત | રીગણું | રૂપ | રૂપેરી |
| રૂપિયો | રૂમ | રૂમાલ | રેતી | રેલો | રોવું |
| રોગ | રોજ | રંગ | રંગભૂમિ | રીંછ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| લપ | લસણ | લગન | લગ્ન | લત | લખ |
| લક્ષણ | લડાઇ | લાલ | લાડ | લાગવું | લાકડી |
| લાજ | લાખ | લાલી | લાગણી | લીલો | લીમડો |
| લીટી | લીંબું | લૂંટ | લેવું | લેખ | લોકો |
| લોટો | લોટ | લોથપોથ | લોખંડ | લોહી | લંબાઇ |
| લાંચ | | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| વન | વર | વજન | વગર | વરસ | વર્ષ |
| વર્ણ | વર્ગ | વસ્તી | વહાલ | વતન | વર્તન |
| વધારે | વહેલું | વખત | વડીલ | વકીલ | વહાણ |
| વડોદરા | વચ્ચે | વરસાદ | વગાડવું | વર્ણન | વનસ્પતિ |
| વર્ષા | વટાણા | વળી | વળ | વરૂ | વળાંક |
| વાળ | વાદળાં | વાદ | વાત | વાન | વાહન |
| વાલ | વાલોળ | વાકય | વાયવ્ય | વારો | વાર્તા |
| વરણ | વાન | વાનગી | વાઘ | વાગવું | વાવવું |
| વાજિંત્ર | વાયુ | વાળંદ | વારસો | વાંચવું | વાંક |
| વાંદરો | વાંકું | વાંસો | વિજ્ઞાન | વિદ્યાર્થી | વિચાર |
| વિનાશ | વિદ્વાન | વિષય | વિમાન | વિશ્વાસ | વિશ્વ |
| વિગત | વિનય | વિસ્તાર | વીજળી | વીંટી | વીંટવું |
| વહેંચવું | વૃદ્ધ | વેરાન | વેર | વેપાર | વેચવું |
| વૈજ્ઞાનિક | વૈશાખ | વંદન | વૃક્ષ | વૃંદાવન | વ્યાપાર |
| વ્યકિત | વ્યવહાર | વ્યવસાય | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| શહેર | શરમ | શરત | શરબત | શરાબ | શરૂ |
| શરૂઆત | શરદી | શનિવાર | શબ્દ | શકિત | શતાબ્દી |
| શહામૃગ | શરીર | શારીરિક | શાબાશ | શાક | શાકભાજી |
| શાકાહારી | શાન | શાંત | શાંતિ | શિકાર | શિકારી |
| શિખામણ | શિયાળ | શિક્ષા | શિક્ષક | શિવાય | શીતળ |
| શીખવું | શુકન | શુધ્ધ | શુદ્ધ | શુક્રવાર | શોખ |
| શોક | શોધ | શ્રેષ્ઠ | શ્રાવણ | | |

ષટ્કોણ

| | | | | | |
|---|---|---|---|---|---|
| સફેદ | સરસ | સમજ | સતત | સફર | સમય |
| સગવડ | સકળ | સહેજ | સલાહ | સહી | સલામત |
| સજા | સરખું | સમુદ્ર | સરોવર | સરેરાશ | સરખામણી |
| સડસડાટ | સમોસું | સવારી | સરનામું | સમાચાર | સ્નાન |
| સવાર | સવાલ | સત્તાવન | સત્યાસી | સસલું | સમ |
| સમડી | સફરજન | સરવાળો | સસ્તું | સપ્ટેમ્બર | સનસનાટી |
| સાચું | સાડી | સારી | સાથળ | સામું | સાલ |
| સારવાર | સાડત્રીસ | સારું | સાસરું | સસરા | સાથીદાર |
| સાગર | સાપ | સાચવવું | સાયકલ | સાંભળવું | સાંજ |
| સિતાર | સિંહ | સીડી | સીવવું | સીલાઈ | સુથાર |
| સુખ | સુવાળું | સુવિધા | સુગમ | સુગંધ | સુંદર |
| સુકાન | સુર્ય | સૂરજ | સૂવું | સૂનું | સૂકવવું |
| સૂઝવું | સૂંઠ | સેવ | સેવા | સૈનિક | સોઇ |
| સોમવાર | સોની | સોનું | સોટી | સોળ | સંતરું |
| સંજોગો | સંતાવું | સંતાડવું | સંદેશો | સંતાકૂકડી | સંગમ |
| સંગ્રહ | સંચાલન | સ્વભાવ | સ્વમાન | સ્વાવલંબી | સ્વસ્થ |
| સ્વાદ | સ્થળ | સ્પર્ધા | સ્વીકાર | સ્વાગત | સ્વદેશ |

| | |
|---|---|
| સંગ્રહસ્થાન | સ્વાભાવિક |

| | | | | | |
|---|---|---|---|---|---|
| હમેશાં | હળ | હવા | હલકું | હલાવવું | હલવો |
| હરીફ | હળદર | હસવું | હવાલદાર | હવામાન | હવાઇમથક |
| હકીકત | હક્ક | હરણ | હથેળી | હાથ | હાથો |
| હાથી | હાથકડી | હાલ | હાવભાવ | હાશ | હાડપિંજર |
| હિસાબ | હિંમત | હિંડોળો | હિમાલય | હિમ | હેત |
| હૈયું | હુમલો | હુન્નર | હુન્નર | હુકમ | હોળી |
| હોજ | હોશિયાર | હોટેલ | હંસ | હૃદય | |

| |
|---|
| ક્ષત્રિય |

| | |
|---|---|
| જ્ઞાન | જ્ઞાતિ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| અટક | અસલ | અતિ | અતિશય | અચાનક | અમલ |
| અઢાર | અશાંતિ | અઢળક | અનહદ | અગણિત | અપાર |
| અમર | અથવા | અવસર | અનામત | અભિનેતા | અભ્યાસ |
| અત્યારે | અમસ્તું | અગાઉ | અજીબ | અગ્નિ | અભિમાન |
| અવાજ | અનનાસ | અનુભવ | અરજી | અજવાળું | અણિયાળું |
| અદેખાઇ | અલબત | અનુકૂળ | અજાણ્યું | અઢી | અક્ષર |
| અઠવાડિયું | અહીં | અચૂક | અરીસો | અકર્મી | અતિથિ |
| અકસ્માત | અકળાવું | અચરજ | અચંબો | અજગર | અઘરું |
| અગિયાર | અંગુઠો | અંગ | અંગ્રેજ | અંગ્રેજી | અંત |
| અંતર | અંદર | અંશ | અંધારું | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| આવવું | આપવું | આજીજી | આરોપ | આરામ | આનંદ |
| આદર્શ | આશિષ | આવકાર | આશ્ચર્ય | આભ | આશીર્વાદ |
| આબરૂ | આગ્રહ | આમંત્રણ | આદત | આળસ | આવક |
| આબેહૂબ | આજ્ઞા | આવડત | આધુનિક | આખું | આઘું |
| આશરે | આગળ | આદર | આકરું | આકાશ | આળસુ |
| આડું | આપલે | આસો | આંખ | આંગળી | આંસુ |
| આંધળું | આંચકો | આંકડો | આંટો | આંતરરાષ્ટ્રીય | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઇચ્છા | ઇજજત | ઇતિહાસ | ઇનામ | ઇમારત | ઇરાદો |
| ઇલાજ | ઇસ્ત્રી | ઇસ્લામ | ઇજા | ઇયળ | ઇશાન |
| ઇર્ષા | ઇસ્ટર | ઇશ્વર | ઇંડું | ઇશારો | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઉધાર | ઉપડવું | ઉજવણી | ઉજાણી | ઉધરસ | ઉતારું |
| ઉતારવું | ઉનાળો | ઉમંગ | ઉષ્મા | ઉખાણું | ઉતાવળ |
| ઉલટું | ઉકાળવું | ઉકેલ | ઉપાય | ઉપયોગી | ઉજાસ |
| ઉતરવું | ઉતારવું | ઉગાડવું | ઉગારવું | ઉઘાડવું | ઉજાગરો |
| ઉચ્ચ | ઉચ્ચાર | ઉમેદવાર | ઉત્તરાયણ | ઉષ્ણતા | ઉપર |
| ઉપકાર | ઉપચાર | ઉમેરવું | ઉદાસ | ઉંદર | ઉંમર |

ઉપાડ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઊન | ઊભવું | ઊંચું | ઊખડવું | ઊડવું | ઊઠવું |
| ઊનું | ઊચકવું | ઊજવવું | ઊલટી | ઊંઘ | ઊંટ |
| ઊંડું | | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| એકલું | એનું | એની | એમાં | એકબીજા | એશ |
| એકદમ | એટલે | એકલપણું | ઓરડો | ઓળખ | ઓગષ્ટ |
| ઓળખાણ | ઓટલો | ઓશીકું | ઓગણીસ | ઓકટોબર | ઓગણત્રીસ |

ઐતિહાસિક

ઔષધ ઔદ્યોગિક



અને સમર્થ એવા જે શ્રીકૃષ્ણ તે જેતે રાધિકાજીએ યુક્ત હોય ત્યારે રાધાકૃષ્ણ એવે નામે જાણવા અને રુક્મિણીરૂપ જે લક્ષ્મી તેમણે યુક્ત હોય ત્યારે લક્ષ્મીનારાયણ એવે નામે જાણવા. અને એ શ્રીકૃષ્ણ જેતે અર્જુને યુક્ત હોય ત્યારે નરનારાયણ એવે નામે જાણવા અને વળી તે શ્રીકૃષ્ણ જેતે બળભદ્રાદિકને યોગે કરીને તે તે નામે કહેવાય છે એમ જાણવું. અને એ જે રાધાદિક ભક્ત તે જેતે ક્યારેક તો તે શ્રીકૃષ્ણ ભગવાનને પડખે હોય છે અને ક્યારેક તો અતિ સ્નેહે કરીને શ્રીકૃષ્ણ ભગવાનના અંગને વિષે રહે છે ત્યારે તો શ્રીકૃષ્ણ ભગવાન એકલા જ હોય એમ જાણવા. એ હેતુ માટે એ શ્રીકૃષ્ણ ભગવાનનાં જે સ્વરૂપ તેમને વિશે સર્વે પ્રકારે કરીને ભેદ ન જાણવો અને ચતુર્ભુજપણું અષ્ટભુજપણું સહસભુજપણું ઇત્યાદિ જે ભેદ જણાય છે તે તો દ્વિભુજ એવા જે તે શ્રીકૃષ્ણ તેમની ઇચ્છાએ કરીને છે એમ જાણવું.

(શિક્ષાપત્રી શ્લોક ૧૦૯ - ૧૧૨)



# પ્રાર્થના
# PRAYER

વિશ્વેશ છો સકળ વિશ્વ તણા વિધાતા,
ત્રાતા તમે સકળ મંગળ શાંતિદાતા,
માટે તમારું કરુણાનિધિ સત્ય નામ,
સાષ્ટાંગ નાથ તમને કરું હું પ્રણામ.

તમે આખાય બ્રહ્માંડના ઈશ્વર અને અધિપતિ છો,
તમે સમગ્ર બ્રહ્માંડમાં શાંતિ અને વ્યવસ્થા જાળવો છો,
એટલા માટે જ તમારું કરુણાનિધિ એવું નામ સાચું છે,
એવા તમને હે નાથ! હું અષ્ટાંગ સહિત પ્રણામ કરું છું.

અજ્ઞાન પાશ કરુણા કરી કાપી નાખો,
નિત્યે પ્રભુ તવ પદે મમ વૃત્તિ રાખો,
ભક્તોનું પાલન કરો પ્રભુ સર્વયામ,
સાષ્ટાંગ નાથ તમને કરું હું પ્રણામ.

મારા ઉપર દયા કરીને મારું અજ્ઞાન દૂર કરો,
મારું ધ્યાન હમેશાં તમારા ચરણોમાં જ રહો,
દુનિયામાં બધા જ ભક્તોનું કલ્યાણ કરો,
એવી વિનંતિ સાથે હે નાથ! તમને હું અષ્ટાંગ પ્રણામ કરું છું.

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ,
ત્વમેવ બંધુ શ્ચ સખા ત્વમેવ
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ,
ત્વમેવ સર્વં મમ દેવદેવ.

તમે જ મારા માતા છો અને પિતા છો,
તમે જ મારા ભાઈ અને ભાઈબંધ છો,
તમે જ મારું જ્ઞાન અને દોલત છો,
હે મારા ઉપાસ્ય ઈષ્ટદેવ,
ખરેખર તમે જ મારું સર્વસ્વ છો